# કરબલા : ફેક્ટ ઓર ફિક્શન ?
# કરબલા : સત્ય કે કલ્પના ?


**લેખક :**

ડો. શબ્બિર અહમદ, એમ.ડી.



બીજુ એડીશન


## ચેતવણી :

લેખકની બધી જ ટીપ્પણીઓ ઈસ્લામના માનનીય વ્યક્તીઓને લગતી નથી પરંતુ ઈતિહાસકારોને લગતી છે.  હઝરત અલી, ફાતીમા, હસન અને હુસૈન (ર.અ.) દરેક માટે અમોને ઊંડો આદરભાવ અને માન છે.

# <u>પ્રકરણ ૧</u>

# <u>મહેંદી કોણ છે?</u>

***દુનીયાને તે સાચા મહેંદીની જરૂરત છે,***

***જેની દ્રષ્ટી જુનવાણી વિચારોને હલાવી નાખે.***

**ડો. મુહમ્મદ ઈકબાલ**

વાંચકો ! મારી દ્રષ્ટીએ મુસ્લિમોના મહાન મદદ કરનારા, જમાલુદ્દીન આફ્ઘાનીએ, સાચુ જ કહ્યુ હતુ કે :

*"મારો કુરાન, હદિષ અને ઈતિહાસનો અભ્યાસ મને બતાવે છે કે આજ હોય કે આવતીકાલ, જે પણ ઈસ્લામ ધર્મનો વિજય અને વર્ચસ્વ વધારવા માટે પ્રયાસ કરે છે, તેના ધ્યેય તરીકે, કુરાનની સર્વોપરિતા જ હશે. આવો દરેક વ્યક્તી, પોતાની જાતમા, મહેંદી હશે. મોટા પાયે માનવતા અને ખાસ કરીને મુસ્લીમોએ, પોતાના મગજોમા આ વાતનો પ્રવેશ કરાવી દેવો જોઈએ કે હવે અલ્લાહનો કોઈ નબી આવવાનો નથી. જે મહાન વ્યક્તી આવવાના હતા, તેઓ ૧૩૦૦ વર્ષ પહેલા આવી ગયા હતા અને એક નમુના રૂપ રાજ્ય વિકસાવી મૃત્યુ પામ્યા હતા અને આ દુનીયાને વારસામા પોતાનો સંદેશો આપતા ગયા હતા જે અનંતકાળ સુધી પુરતો છે. આપણી સદીમા (૧૯મી) ભારત અને ઈરાનમા ખોટી ચળવળો ફેલાવામા આવી રહી છે (ઈરાનમા બહાઈ અને ભારતમા કાદીયાની) કે જે યુરોપની પેદાઈશ છે. આ કાવતરા મુસ્લીમ દેશોમા ફુટ પડાવવા માટે અને તેમને જીહાદની આત્માથી દુર કરવા માટે છે. આપણા ભવિષ્યને સુધારવા માટે આપણી પાસે આપણા ઈતીહાસ અને રીવાજોનુ સાચુ ચીત્ર હોવુ જરૂરી છે. જો કડીયો પહેલી જ ઈંટ ત્રાંસી મુકશે, તો દિવાલ તેની આખી ઊંચાઈ સુધી વાંકી બનશે."* **[ઈસ્તમ્બુલમા વક્તવ્ય, ઈ.સ. ૧૮૮૯, સૌજન્ય શેર અલી ખન્ઝાઈ અખબર મર્કઝલ ખીલાફા]**

સૈયદ જમાલુદ્દીન આફ્ઘાનીના સ્વરૂપમા મુસ્લીમ દેશો પાસે એક સ્વપ્નદ્રષ્ટા હતા. તેઓ સાંભળતા, જોતા, વિચારતા અને પછી સત્ય બોલતા હતા. તેમણે કાઈ લખ્યુ ન હતુ, તેઓ ફક્ત પોતાના ફરતા વક્તવ્ય વળે ચાતુર્યના મોતીઓ વિખેરતા હતા. પોતાના ધ્યેય માટે તેઓ એશીયા, આફ્રીકા અને યુરોપ વગેરે ઉંટો, ઘોડાઓ અને નાવડીઓમા ફરી વળ્યા હતા. મુસ્લિમ સમાજમા તેમનો દરજ્જો એટલો ઊંચો હતો કે દુનીયાભરના મોટા આલિમો અને સમ્રાટો સૈયદ આફ્ઘાનીને મળવાને પોતાના માટે માનનીય સમજતા હતા. ઘણી સરકારો તેમને સલાહકાર તરીકે નિમણુક કરવા માંગતી હતી, પરંતુ,

***જે એકાંતવાસીના હાથમા દેશનુ ભવિષ્ય હોય***

***તેઓ સુલતાનોનો સાથ નથી શોધતા***

વક્તા હોવા ઉપરાંત  શ્રી આફ્ઘાની કૃત્ય કરવામા માનતા હતા   ૧૯મી સદીનુ સુદાન એ જ યુરોપીયન લોકોના હાથ નીચે હતુ કે જેઓ દક્ષીણ એશીયા પર રાજ કરતા હતા  અંગ્રેજો   સુદાનવાસીઓ એવા નિરાશ થઇ ગયા હતા કે આઝાદી માટેની તેમની ઇચ્છા પણ મરી પરવારી હતી   જો આવી કોઇ ઇચ્છા બાકી હતી તો એક બહાદુર યોધ્ધા અને તેના કેટલાક સાથીદારોના દિલમા કે જેઓ ખાર્તુમમા રહેતા હતા   તેઓ પાસે એ ઇચ્છા  એ જુસ્સો  એ વ્યક્તીત્વ ઈસ્લામીક ધગશ અને શહીદીની મહેચ્છ્છા હતી   આ યોધ્ધા હતા મુહમ્મદ અહમદ   તેમના માર્ગદર્શન નીચે એક ટોળી હતી જેનુ જેહાદ માટેનુ સુત્ર હતુ : *"આધિપત્ય ફક્ત અલ્લાહનુ જ હોય "*

અંગ્રેજો અને તેમની સુદાની કઠ્પુતલીઓએ સુદાની પ્રજાને ગુલામ બનાવી દીધા હતા, ત્યા સુધી કે ઉલેમાઓ પણ અંગ્રેજોને ગુલામોની અદામા, કે જે ઉપખંડ્મા પ્રચલીત હતી, સલામી ઠોકતા હતા.  અલ્લામા ઈકબાલે કહ્યુ હતુ :

***કારણકે હીંદુસ્તાનમા મુલ્લાને પોતાની જાતને નમાવવાની છુટ આપી છે,***

***આ તો તે મુર્ખ છે જે સમજે છે કે ઈસ્લામ એક સોનાનો સિક્કો છે.***

મુહમ્મદ અહમદ્ના સિપાહીઓના રસ્તાનો રોડો બની તે હતી એક હાસ્યાસ્પદ વિચાર જેણે સુદાની પ્રજાના મગજો ઉપર સંપુર્ણ કબજો કરી લીધો હતો.  તે વિચાર હતો, કે મુસ્લીમો માટે કોઇ મુક્તી નથી જ્યા સુધી મહેંદી હાજર ન થાય.  જમાલુદ્દીન આફ્ઘાની આ દ્રષ્ટીના પ્રખર નિરીક્ષક હતા.  ઊટો અને નાવડીઓ વડે જમીન, દરીયા અને રણો પાર કરીને તેઓ ઈ.સ. ૧૮૮૧ મા ખાર્તુમ આવી પહોંચ્યા.  તેઓ યોધ્ધા મુહમ્મદ અહમદને મળ્યા.  અહમદે જમાલુદ્દીન આફ્ઘાનીને આવી ખોટી માન્યતાઓ વિષે માહીતી આપી.  આફ્ઘાનીએ તેમને કહ્યુ કે તેઓ તકલીફ્ને અહમદ કરતા પણ વધારે સારી રીતે જાણે છે, અને તેમને કહ્યુ કે લોકોમા ઉત્સાહ ભરવાનો એકમાત્ર રસ્તો એ છે કે તેણે પોતાની જાતને મહેંદી જાહેર કરે.  (અહમદે આવુ કર્યુ પણ હતુ.)

કેટલાક લોકોએ વિરોધ કર્યો કે મહેંદી તો ઈરાકમા આવેલી સમેરા ગુફામાથી નિકળશે.  કેટલાકે વિરોધ કર્યો કે મહેંદી તો કાબાના તવાફ કરનાર હાજી તરીકે મળશે.  છતા બીજાઓએ પણ દાવા કર્યા કે તેઓ આકાશમાથી મસીહા તરીકે ઉતરશે.  સૈયદ આફ્ઘાનીએ આવી અણસમજુ વાતો પાછળ કોઇ સમય બગાડ્યો નહી.  તેમણે મુહમ્મદ અહમદનો હાથ પકડીને તેમને અને તેમના સાથીદારોને શહેરની જામા મસ્જીદમા દોરી ગયા.  તે શુક્રવાર હતો.  સૈયદ આફ્ઘાનીને આવતા જોઇ મસ્જીદના ઈમામે મીંબર છોડી દીધુ.  સૈયદ આફ્ઘાનીએ એક ઉત્સાહ પ્રેરક પ્રવચન હજારોની મેદની વચ્ચે આપ્યુ.

પહેલા તેમણે કુરાનની આયતો વડે એ વાત પુરવાર કરી કે હવે છેલ્લા નબી (મુહમ્મદ સ.) પછી કોઇની ઉપર વહી (દૈવીક વાણી) નહી અવતરે.  કોઇને પણ છુપી વાતો (ઇલ્મે ગૈબ) જાણવા નહી મળે.  કોઇ એવી વ્યક્તી આસમાનમાથી નહી ઉતરે ન તો સમેરાની ગુફામાથી નીકળશે.  સુદાનીઓ શિર્કમા ડુબેલા હતા.  તેમણે લોકોને સલાહ આપી કે એવી આશા બાંધી રાહ જોવાનુ છોડી દો કે  કોઇ પવીત્ર માણસ આવશે અને તેની પાસે ચમત્કારી તાકતો હશે.  તેમણે લોકોને તાકીદ આપી કે જેને તઓ બહુ પવીત્ર માને છે તે, ગૌસુલ આઝમ, અબ્દુલ કાદીર જીલાની, પોતે પોતાના જીવન દરમીયાન અને મૃત્યુ પછી એકદમ અસહાય હતા   તેમણે લોકોને કહ્યુ કે બગદાદના ગવર્નર  ઉબૈદુલ્લા યુનુસે જીલાનીની કબર ખોદાવી કાઢી હતી  તેમના શરીરને સળગાવીને તેની રાખને ટાઇગ્રિસ નદીમા ફેંકી દીધી હતી   બીલકુલ સાચુ છે કે તેમની કબર શરીર વગરની એકદમ ખાલી છે   તે પોતાની જાતને પણ આવા ખરાબ અંતથી બચાવી શક્યા ન હતા   તો તે

તમારી મદદ કેવી રીતે કરી શકે    તેમણે લોકોને સાફ સાફ શબ્દોમા કહી દીધુ કે તમને કોઇ આ ગુલામી ભરી અને નાલોશી ભરી જીંદગીથી બચાવી શકે અથવા તો એક મહાન શહાદતનુ ઉદાહરણ આપી શકે તે ફક્ત મહેંદી અને વાયદો પામેલ પહોચાડનાર જ છે

વાંચકો  આ વાત પરથી અલ્લામા ઈકબાલે ચાલીસ વર્ષ પછી એક શીખ સારી રીતે મુકી

***જેની પોતાની જાત જ કાર્યો કરવામા પહેલી પ્રગટ હોય***

***તે જ સાચે મહેંદી અને આવવાનો વાયદો પામેલ છે***

પોતાનુ વકતવ્ય ચાલુ રાખતા  જમાલુદ્દીન આફ્ઘાનીએ કહ્યુ કે  *શ્રોતાઓ   તમારા મહેંદી આવી ચુક્યા છે   તે બીજુ કોઇ નહી પરંતુ મુહમ્મદ અહમદ છે જે મારી બાજુમા ઉભા છે   તેની ચમત્કારીક શક્તીઓ એ છે કે જે તેમનુ વ્યક્તીત્વ છે અને તે કાર્ય કરવામા માને છે   તેની પાસે તે જુસ્સો છે   જો તમે તેના હાથ મજબુત કરશો  તો તે તમને આઝાદીનો ખજાનો ભેટમા આપશે   તે અંગ્રેજી રાજ્યને તમારા દેશમાથી ઉખાડી ફેકશે   અલ્લાહ તમારી મદદ કરશે*

જેવુ જ વકતવ્ય પુરુ થયુ, જામા મસ્જીદ *"મહેંદી સુદાની, મહેંદી સુદાની"* ના નારાઓથી ગુંજી ઉઠી.  હજારો લોકોએ મેદનીમાથી ત્યાને ત્યા જ મુહમ્મદ અહમદને મહેંદી તરીકે અને લડાઇમા પોતાના આગેવાન અને સેનાપતિ સ્વીકારી લીધા.  આ વાત ઈ.સ. ૧૮૮૧ની છે.  ખાર્તુમ અને આસપાસના ગામડાઓમાથી જવાનીયાઓ મુહમ્મદ અહમદ્ની પાસે ભેગા થવા લાગ્યા.  અંગ્રેજોના ચમચા એવા, ઈજીપ્તના મુલ્લાઓએ એવા ફતવાનો ઢગલો પાડી દીધો કે અહમદ નાતો સમેરાની ગુફામાથી નિકળ્યા છે, ન તો તે આસમાનમાથી ઉતર્યા છે, ન તો પોતાની જાતને કાબામા જાહેર કરી છે.  તે મહેંદી કેવી રીતે હોઇ શકે?  ચોક્કસ તે કાફીર જ છે!

સદ્નશીબે! તે દીવસોમા,ઈજીપ્તના મોટા મુફ્તી પોતે ઈસ્લામની ઝુંબેશમા જોડાયેલા હતા, તેમનુ નામ હતુ મુફ્તી શૈખ મુહમ્મદ અબ્દુહ, [અબ્દે-રબ્બુહુ] (ઈ.સ. ૧૮૪૯-૧૯૦૬).  તેઓ પોતે એક મહાન વ્યકતીના શિષ્ય હતા જેણે સુદાનની આઝાદી માટે દુરથી સુદાન આવ્યા હતા, સૈયદ આફ્ઘાની.  તેમણે મુલાઓ દ્વારા અપાયેલા તમામ ફતવાઓ નકારી નાખ્યા.  તેમણે પોતાના શીક્ષકનો જોરશોરથી સાથ આપ્યો.  તેમણે એકદમ સાફ સાફ શબ્દોમા કહી દીધુ કે ફક્ત ધુતારાઓ જ એવો દાવો કરી શકે છે કે તેમનામા દ્રષ્ટિ બહારની વસ્તુ જોવાની અલૌકિક શકિત અને અલ્લાહ સાથે કે તેના નબી સાથે વાત કરવાની શકતી છે.

***તમારા હ્રદયની ટોચ ઉપર ઉતરતી દૈવીકતા જુઓ***

***મહેંદી અને મસીહાની રાહ જોવાનુ છોડી દો!***

**ઈકબાલ**

તેમનો સંદેશો સત્યતા ઉપર આધારીત હતો અને કુરાન દ્વારા આધાર પામેલો હતો.  બંને, શીક્ષક આફ્ઘાની અને તેમના શીષ્ય અબ્દુહ પાસે પોતાની વાત પ્રદર્શીત કરવાની કળા હતી.  તેનુ પરીણામ એ આવ્યુ કે સુદાની પ્રજા, જેઓને મુલ્લા ધર્મનો ચેપ લાગ્યો હતો (જેઓ કે આપણને લાગ્યો છે) તેમનામા જીવ પુરી દીધો.  સુદાનના મહેંદીએ જાહેર કર્યુ કે,

*"મુલ્લાઓ કે જેઓ પોતાન ઘરોમા બેઠા મસીહા કે મહેંદીની રાહ જુએ છે અને સુફીઓ કે જેઓ આવુ જ પોતાની દરગાહો પર કરે છે, ત્યારે મે પોતે જીહાદના રંગો પસંદ કર્યા છે. હુ જ આજનો મહેંદી છુ !"*

અને તે પછી જે થયુ ઇ.સ. ૧૮૮૧-૧૮૮૫ મા, કે આ મહાન જીહાદ્નો યોધ્ધા અને તેના સાથીદારોએ અંગ્રેજોને હંફાવી દીધા. તેમણે આ દુનીયાના સૌથી મોટી રાજકીય સત્તાને હલાવી નાખી. તેઓએ સુદાનની રાજધાની ખાર્તુમ જીતી લીધી. સુદાનના મહેંદીની ધાક અંગ્રેજોને એટ્લી હદ સુધી લાગી હતી, કે વર્ષો પછી એક પ્રખ્યાત અંગ્રેજ સેનાપતી લોર્ડ કિટ્ચનર* સુદાન ગયો અને સુદાનના મહેંદીની કબર ખોદાવી કાઢી હતી.

આ હતી વાર્તા નિસ્વાર્થી અને પ્રમાણીક મહેંદીની!

** આ એ જ લોર્ડ કિટ્ચનર કે જેણે મહાન યોધ્ધાના શરીરનુ અપમાન કર્યુ હતુ. પરંતુ, આ પછી લોર્ડ એક દરીયાઇ મુસાફરી દરમીયાન ડૂબી ગયો હતો. ઉપખંડમા એક અફવા ફેલાતી રહી કે લોર્ડ કિટ્ચનર બચી ગયો છે અને લોકોને જોવા મળ્યો હતો. અલ્લામા ઇકબાલ ટીપ્પણી કરતા લખે છે કે, "હા, તે જરૂર માછલીના તેલ તરીકે જોવા મળ્યો હશે."*

# પ્રકરણ ૨

# ધાર્મીક પુસ્તકોમા મહેંદી

પ્રય વાચકો ! તમને પણ અધીકાર છે કે તમારા વિચાર અલગ પડે. છતાપણ, એક લાંબા વિચાર વિમર્શ પછી, હુ અલ્લામા ઇકબાલ, સર સૈયદ અહમદ ખાન, ટીપુ સુલ્તાન, અહમદ શાહ અબ્દાલી, મહમુદ ઘઝનવી, સલાહુદ્દીન અય્યુબી અને સૈયદ જમાલુદ્દીન આફ્ઘાનીને પણ મહેંદી ગણુ છુ :

***સુફીઓનો પંથ ફક્ત આત્મનિરીક્ષણ છે***

***મુલ્લાઓની શરીયત કાઇ નહી ફક્ત લોકો ઉપર પ્રભાવ પાડતી કલ્પનાતરંગ છે***

***બહાદુર યોધ્ધાઓ કોઇ પણ જગ્યાએ જોવા મળતા નથી,***

***કે જે ઉદાર વ્યકતીત્વ ધરાવતા હોય ?***

મહેંદી સુદાની એક એવા વ્યકતી હતા જેમનુ વ્યકતીત્વ ઉલ્લાસીત હતુ, તેથી અમે તેમને પણ મહેંદી ગણીએ છીએ. આવા છે પવીત્ર મહેંદીઓ. કોઇપણ કાલ્પનીક વાતોનુ જાળુ તેમની આજુબાજુ નથી. તેઓ આ જીવનની સચ્ચાઇઓના મેદાનમા ઊંચે ઉડતા રહ્યા અને પોતાના ધ્યેયો પુરા કરતા રહ્યા કે લોકો જુએ અને પોતના બનાવનારની સામે ઉડતા રંગોએ હાજર થયા.

હવે આ મહેંદીઓની સરખામણી તે મહેંદી સાથે કરીએ જે ધર્મપુસ્તકોમા દર્શાવવામા આવ્યા છે (બુદ્ધીથી પર). વાર્તા કાઈક નીચે મુજબ શરુ થાય છે. મે ફક્ત થોડા જ નમુનાઓ લીધા છે અને તેમને સહેલાઈથી સમજાય તે રીતે અમુક હદ સુધી લખ્યા છે :

૧. *"હુ છુ મલેકા, રોમના રાજામ કૈસરના પુત્રની પુત્રી. મારી માતાનુ નામ શમૌન છે કે જે ઈસાના વંશજોમા આવે છે. (હા, ઈશા તેણીના પુર્વજ હતા.) થોડા સમય પહેલા, નબી મુહમ્મદ (સ) મારા પરદાદા ઈસા ઈબ્ને મરયમને મળ્યા હતા. તેમણે તેમની પાસે પોતાની પૌત્રીનો(મલેકા) હાથ પોતાના પ્રપૌત્ર હસન અસ્કરીના લગ્ન માટે માગ્યો. (હસન અસ્કરી કોણ હતા? અસ્ના અશરી શિયાઓના અગ્યારમા ઈમામ !) ઈસાએ મંજુરી આપી. નીકાહનો ખુત્બો નબી મુહમ્મદ (સ) દ્વારા આપવામા આવ્યો. (આ ઘટના હીજરી ૨૫૪ મા, નબીની વફાતની અઢી સદી પછી, ઘટી હતી !) હુ હસન અસ્કરી માટેનો પ્રેમ છુપાવતા છુપાવતા એકદમ દુબળી થઈ ગઈ હતી. ફાતીમા, નબીની દિકરી એક દીવસ મારી પાસે આવી, મને ગળે લાગી અનેમને પોતાની વહુ બનાવી લિધી. તે વખતથી એકપણ રાત્રી એવી પસાર નથી થઈ કે અમે તેમા સંભોગ ન કર્યો હોય."*

૨. *"હુ મલેકા છુ, અને નરજીસ તરીકે પણ ઓળખાઉ છુ. હુ રોમના રાજાની દિકરી છુ. થોડા દીવસ પહેલા અલી (નબીના જમાઇ) આવ્યા હતા (શહીદ થયાના ૨૦૦ વર્ષ પછી!). તેમણે મને કહ્યુ કે, "નરજીસ! તને એવા દીકરાની ખુશખબર આપુ છુ કે જે પુર્વ અને પશ્ચીમ પર રાજ કરશે. આ સમાચાર દાવાનળની જેમ ફેલાઈ ગયા કે ઈમામ હસન અસ્કરીની પત્ની જમાનાના માલીક (ઈમામ મહેંદી)ની માતા બનવાની છે. એક દીવસ હસન અસ્કરીએ કહ્યુ હતુ કે મહેંદી તે દીવસે પૈદા થશે. ઘરની એક સ્ત્રિએ કહ્યુ કે, "નરજીસની ગર્ભવતી હોવાની કોઈ નિશાનીઓ નથી દેખાઇ રહી." અલીએ કહ્યુ, "અમે વલીઓ અને નબીઓ પોતાની માતાઓની જાંગોમાથી પેદા થઈએ છીએ કે જેથી અમે અપવીત્ર થવાથી બચી જઈએ." ઈમામ હસન પણ પધાર્યા. જેઓ હાજર હતા તેમણે નરજીસમા એક ઉત્તમ નુર જોયુ. હસને જોયુ કે જમાનાના માલીક પૈદા થઈ ગયા છે અને તેમના જન્મથી જ તેઓ પોતાનુ મોઢુ કાબા તરફ કરી સજદામા છે. બાળક આકાશ તરફ આંગળી ઉઠાવીને કલમો પઢી રહ્યુ હતુ. મરીયમ (ઈસાની માતા) એક હજાર હુરો જોડે હાજર રહી હતી. જોનારાઓ એ પણ જોયુ કે ઈમામ મહેંદી પહેલેથી જ સુન્નત કરેલા હતા. લોકોએ ઈમામ માટે અલ્લાહની રહેમતની દુઆઓ કરી. ચારેબાજુ નુર ફેલાઈ ગયુ હતુ. આખો મહેલ સફેદ પક્ષિઓથી ઢંકાઈ ગયો હતો. અલીએ એક પક્ષીને કહ્યુ કે બાળકને લઈ જાય અને ૪૦ દીવસ પછી પાછુ લાવે."*

મહેરબાની કરીને એ વાતની નોંધ લેવી કે આ વાત હીજરી ૨૫૫ ની છે એટલે કે અલીની વફાતના ૨૦૦ વર્ષ પછી. દંતકથાઓ બહુ મજેદાર હોય છે! પરંતુ ઉભા રહો! આપણી વાત હજુ પુરી નથી થઈ. હવે વાંચો આગળના હાલ જે સમજવા માટે બહુ મહેનત પડે છે.

*" ૪૦ દીવસ પછી પક્ષી બાળકને લઈને પાછુ આવ્યુ કે જે બાળક બે વર્ષનો થઈ ગયો હતો! ત્યાર પછી તે પક્ષી પાછુ બાળકને ૪૦ દીવસ માટે લઈ ગયો અને પાછુ લાવ્યો. હવે તે બાળક મોટો માણસ બની ગયો હતો."*

આપણને એ નથી બતાવવામા આવતુ કે કેવી રીતે પક્ષી એક મોટા માણસને પોતાની ચાંચથી ઉંચકે ! અને એ પણ નથી બતાવવામા આવતુ કે આ મહેલ કયા આવેલો છે.

૩. ઈમામ મહેંદી એ રાહ જોવાતા ઈમામ છે અને ચમત્કારીક શક્તીઓના માલીક છે. તેઓ ન દેખાય તેવા યુગના ઈમામ છે. તેમનુ નામ તેમની ગેરહાજરીમા લેવુ યોગ્ય નથી.

**૪.** ઈમામે બધા જ પાછલા નબીઓની કીતાબો તેમની મુળ ભાષામા વાંચી છે, આદમ, ઈદરીસ, નુહ, હુદ, સાલેહ, ઈબ્રાહીમ, મુસા, ઈસા, દાઉદ, અને નબી મુહમ્મદનુ કુરાન પણ.

**૫.** પેદા થયાના તરત પછી જ ઈમામે છીંક ખાધી હતી. બીજી રાત્રે તેમણે ચોક્કસ શબ્દોમા જાહેર કર્યુ કે આ સિધ્ધાંત છે કે જે હવે છીંકશે તે પછીના ત્રણ દીવસ સુધી નહી મરે. **( આ સુવર્ણ સિધ્ધાંતની નોંધ લેજો.)**

**૬.** ફરીશ્તાઓ એ બુમો પાડી કે, *"હુસૈનનો બદલો કોણ લેશે, ઓ અલ્લાહ ?" જવાબ આવ્યો " હુ લઈશ નક્કી થયેલા વ્યક્તી દ્વારા".* **(કેવી રીતે? તે પછીના પ્રકરણમા સમજાવવામા આવશે).**

**૭.** કુરાનની અંદર આવેલા શબ્દો, *"કોણ પાણી પાછુ લાવી શકે જો અલ્લાહ તેને લઈ લે"*, તે અસલમા તો ચમત્કારોના માલીકની વાત છે કે જો અલ્લહ તેને લઈ લે તો કોણ પાછુ લાવી શકે.

**૮.** ઈમામ મહેંદીના વંશવેલો માતા તરફથી રોમના રાજા કૈસરનો અને પિતા તરફથી મુહમ્મદ (સ) આવે છે. **[આપણને એ નથી બતાવવામા આવતુ કે કેવી રીતે. કદાચ મહેંદી જનમ્યા હોય, તો પણ તે તો અબુ તાલીબના વંશવેલામા ન આવે?]**

**૯.** અલીનુ કુરાન આવનારા ઈમામ પાસે છે. જ્યારે તે આવશે, ત્યારે જંગલી જાનવરો પણ એકબીજાના દોસ્ત બની જશે. અને તેમના નુરથી આખુ જગત જગમગાઈ ઉઠશે, જેથી દિવસે સુર્ય અને રાત્રે ચંદ્ર નહી હોય! **(સુર્ય અને ચંદ્ર નિવૃત્ત થઈ જશે)**

**૧૦.** તેઓ વિજળી ઉપર સવારી કરશે અને સાતો આસમાન અને જમીનોનો પ્રવાસ ખેડશે **(તેમને ઝટકો નહી લાગે!)**. વાદળોનો છાયડો કાયમ તેમની ઉપર ઠંડક રાખશે. તેમની તલવારો આકાશમાથી ઉતરશે!

**૧૧.** અસંખ્ય મહેલો અને ખજાનાઓ તેમની સેવામા હશે. જે લોકો ભુતકાળમા તેમને મળ્યા હતા તેઓ એક અજોડ અને ભવ્ય મહેલની વાતો કરે છે. **(પરંતુ કોઈને પણ ખબર નથી કે આ મહેલ કયા છે.)**

**૧૨.** તે દર વર્ષે હજ કરે છે પરંતુ તેમને કોઈ ઓળખી નથી શકતુ. **(તેને નથી ઓળખી શકતા જેના નુરથી દુનીયા અંજાય જાય છે!)**

**૧૩.** દરેક ઈદ ઉપર જ્યારે લોકો ખુશીઓ મનાવતા હોય, ત્યારે અલ્લાહ મુહમ્મદના વંશજોનો જે હક હતો તે બીજાઓ પાસે જતો રહ્યો તેનુ દુ:ખ તાજુ કરે છે. **(આજકાલ તે હક વ્હાઈટ હાઉસમા છે!)**

**૧૪.** મહાન અલી આજ દીવસ સુધી દુ:ખ મનાવે છે. તેઓને જાફરની પુસ્તકો વાચતા જોવામા આવ્યા છે. જાફર જ સપનાઓ, મુસીબતો અને દુર્ઘટનાઓનુ વિજ્ઞાન છે

**૧૫** જ્યારે એક મોમીન બીમાર પડે છે તો મોમીનોનો અમીર પણ બીમાર પડે છે **મોમીનોમાથી સેંકડો લોકો એકસાથે બીમાર પડતા હશે તો પછી અમીર સાજા કયારે થશે**

**૧૬** જે વખતના ઈમામની રાહ જુએ છે તે ઈમામના તંબુમા વાસ્તવિક રીતે હાજર રહેશે **ઈમાનવાળાઓને રાહ જોવા દો બીજુ કશુ કરવા ન દો**

**૧૭ <u>રામબાણ ઉપાય</u>** એક કાગળના ટુકડા ઉપર ઈમામના નામે એક સંદેશો લખો તેને એક કબરમા મુકી દો અથવા તો ઊંડા કુવામા નાખી દો આ સંદેશો ચોક્કસ તેમની પાસે પહોંચશે અને લખનારની બધી મુસીબતો તરત દુર થઇ જશે

**૧૮** મુસ્લીમોના ૭૩ ફિરકાઓમાથી ફકત જે લોકો મહેંદીની રાહ જોવે છે તે લોકો જ જન્નતમા જશે

ઉપર દર્શાવેલા બધાજ ઉદાહરણો એક બહુ માનનીય પુસ્તક **"અહસનુલ મકાલ સર્વોત્તમ અભિવ્યકિત** માથી લેવામા આવ્યા છે આ પુસ્તકના સંકલનકર્તા એક બહુ મહાન, સત્યવાદી હદિષોને નકલ કરનારા મૌલાના શૈખ અબ્બાસ છે કે જે કુમ શહેરના છે અને ભાષાંતર કરનારા એક બહુ માનનીય મૌલાના સૈયદ સફદર હુસૈન નજફી છે

# <u>પ્રકરણ ૩</u>

# <u>બદલો અને સોંપેલા કાર્યો</u>

**૧.** ઈમામ મહેંદી બીન હસન અસ્કરી, હીજરી ૨૫૫ કે ૨૫૬મા પેદા થયા હતા. **(જો કદાચ પેદા થયા હોય તો!)** હીજરી ૨૬૦મા લગભગ પાંચ વર્ષની ઉંમરે તેમના પિતાના મૃત્યુના ૧૦ દિવસ પહેલા, તેઓ નજીકની સમેરા અથવા તો સરમન રાઇ નામની ગુફામા સંતાઇ ગયા. તેઓ પોતાની જોડે આખુ કુરાન કે જે ૪૦ પારાહ્નુ **(૩૦ નહી)** અને ૧૭૦૦૦ આયતો વાળુ **(ના કે ૬૨૦૦)** હતુ તે લેતા ગયા. તેઓ પોતાની જોડે બધા જ જુના નબીઓના પુસ્તકો, અલીનુ પુસ્તક, ફાતીમાનુ પુસ્તક, જાફરનુ વિજ્ઞાન બધા જ નબીઓના ચમત્કારો મુસાની લાકડી આદમનુ ખમીસ અને સુલેમાનની અંગુઠી પણ લેતા ગયા છે તે કયામત આવવાના કેટલાક સમય પહેલા પાછા હાજર થશે તેઓ અબુ બકર અને ઉમરને તેમની કબરોમાથી ઉઠાડશે ચોવીસ કલ્લાકના સમય ગળામા તે આ બંનેને હજાર વખત જીવતા કરશે અને મૃત્યુ દંડ આપશે કેટલીક બીજી હદીષો મુજબ તેઓ આ સજા ઉસ્માનને પણ આપશે **હબ્લુલ્લાહ નં ૬ પા ૩૨**

**૨** ઈમામ મહેંદીની સામે સૌ પ્રથમ તાબે થનારા નબી મુહમ્મદ સ હશે **બસૈર દરજાત પા ૨૧૩**

**૩** મહેંદી લોકોને જીવતા કરશે અને તેમને સ્વર્ગ કે નર્કમા મોકલશે **મિરાતુલ અનવાર પા ૬૮**

**૪** ઈમામ મહેંદી નવો દીન અને નવી પુસ્તક લાવશે **ફસ્લુલ ખિતાબ પા ૨૬૩ અને સૈયદ નઈમતુલ્લાહ મુહદ્દિસ અલ્જાઝૈરી દ્વાર લખાયેલ અનવર નોમાનીયા**

**૫** મહેંદી સાચુ કુરાન લઈને આવશે ત્યા સુધી અત્યારે છે તેના વડે કામ ચલાવો **ફસ્લુલ ખિતાબ હવાલો હઝરત અલી**

૬ મહેંદી યાજુદ અને માજુદની કોમ જોડે યુધ્ધ લડશે **હદિષની ઘણી કિતાબો મુસનદ અહમદ અલકાફી વગેરે વગેરે**

કોણ છે યાજુદ અને માજુદ મુસ્લિમો અલગ અલગ લોકોને આ નામ આવા વર્ણન સાથે આપે યહુદિઓ અને ખ્રિસ્તીઓના મતે રશીયા ચીન અને મુસ્લીમો યાજુદ માજુદ છે

**૭** અહસનુલ મકાલમા લખેલ છે કે ઈમામ મહેંદી હસન અસ્કરીના દિકરા દુનીયાના અંતની નજીક હાજર થશે તે આ દુનીયામા ફક્ત સાત વર્ષ રહેશે તેઓ એકતા અને ન્યાયી શાસન ચલાવશે અને ત્યાર પછી કયામત આવશે બસ આટલુ જ થશે જેની રાહ આટલી બધી સદીઓ સુધી લંબાઈ હતી તે દુનીયાના અંતનો દુત હશે જે લોકો રાહ જોઇ રહ્યા છે તેમને બેસ્ટ ઓફ લક

# પ્રકરણ ૪

# સંકટ અને તિવ્ર વ્યથાનો ઘટના ક્રમ

## ચેતવણી :

**લેખકે કરેલી બધી જ ટીપ્પણીઓ ઈતિહાસકારો માટે છે અને ના કે ઈસ્લામના મહાન વ્યકતીઓ માટે. હઝરત અલી, ફાતીમા, હસન અને હુસૈન (ર.અ.) દરેક માટે અમને ખુબ જ આદર અને માન છે.**

નીચે આવતાઅ હવાલાઓ પુસ્તક **"સાદતુદ્દારૈન ફી કત્લુલ હુસૈન"** માથી લેવામા આવ્યા છે. આ પુસ્તકના લેખક છે, *સદરુલ મુહક્કીકીન* (મુખ્ય સંશોધક) અને *સુલ્તાનુલ મુતવક્કીલીન* (ટીપ્પણીઓના રાજા), *હુજ્જતુલ ઈસ્લામ વલ મુસ્લીમીન* (મુસ્લીમો અને ઈસ્લામ વિષેના અધીકારી*), માનનીય અલ્લામા અશ શૈખ* (દિવ્યતાના તબીબ) સૌથી ઈજ્જતવાન *મુહમ્મદ હુસૈન મુજ્તહિદુલ અસ્ર* (સમયના ધાર્મીન પુનરુજ્જીવનના પ્રણેતા), છે.

પ્રિય વાચકો, તમે વિચારતા હશો કે, ***"ઈમામ મહેંદી અને કરબલા વચ્ચે શો સંબંધ છે?"*** જવાબ માટે તમારે **પ્રકરણ ૧૦** ની રાહ જોવી પડશે. ત્યા સુધી ઉપર વર્ણવેલા લેખકના પુસ્તકના અમુક નમુનાઓ વાંચો :

**૧.** હુસૈનના ખુનનો સાચો જવાબદાર મુઆવીયાનો દીકરો યઝીદ હતો.

**૨.** યઝીદ પછી બીજો જવાબદાર હતો મરજાન ઉબૈદુલ્લાહ ઈબ્નલ ઝીયાદ. તે યઝીદ સાથે હાથ મળાવીને કામ કર્યુ હતુ.

**૩.** ત્રીજો જવાબદાર વ્યકતી હતો ઉમર બીન સાદ બીન અબી વક્કાસ.

ઉપરના ત્રણ વ્યક્તીઓનો દાવો હતો કે આ દુનીયા અને તેની સારી વસ્તુઓ હંમેશા માટે છે, એટલે કે તેઓ ક્યારેય મૃત્યુ નહી પામે!

**૪.** કોઈપણ વિરોધાભાસ વગર કહી શકાય છે કે હુસૈનને કત્લ કરનારા સુન્નીઓ હતા.

**૫.** હાફીજ અને ઈમામ મુહમ્મદ ઈબ્નલ જરીર તબારીની પુસ્તકો વાંચો તો તમને ખબર પડશે કે હુસૈનના ખુનીઓ સુન્નીઓ હતા કે નહી.

ઘણા આલીમો તબારીને શિયા ઘોષીત કરે છે. બીજીબાજુ, અમે ખાતરી આપીએ છીએ કે માનનીય અલ્લામા તમન્ના ઈમાદીનુ સંશોધન કે જે દર્શાવે છે કે બહુ કહેવાતા ઈમામ તબારી હકીકતમા પારસી હતા, સાચુ છે.

**૬.** મઝહમ બીન હારીષે કહ્યુ કે, *"હુ ઈમાનમા ઉસ્માની પેરવી કરુ છુ."* નાફેએ કહ્યુ કે, *"એનો મતલબ એ થયો કે તમે શેતાનના પંથ પર ચાલો છે."*

**૭.** કોઈને ખબર નથી કે ઝિઆદના દીકરા ઉબૈદુલ્લાહ કે જે બસરા અને કૂફાના ગવર્નર હતા તેમનો બાપ કોણ છે. **(તો પછી ઝિઆદ કોણ હતો?)**

**૮.** ઈતિહાસકાર તબારી લખે છે કે ઈમામ હુસૈનનો પિતરાઈ અકીલ બીન મુસ્લિમ કુફા તરફ યુધ્ધ લડવા માટે પોતાના સાથીદારો ને જણાવ્યા વગર એકલો જતો રહ્યો હતો. **[તે શુ કરવા એકલો લડાઈ લડવા ગયો હશે?]**

**૯.** જંગે ઉહદમા નબી સાહેબ પાસે ૧૦ જણા પણ ઉભા રહ્યા ન હતા. બીજીબાજુ, અલીના દિકરા હુસૈન માટે પોતાનો જીવ આપી દેવ માટે ૫૪ લોકો તૈયાર થયા હતા. **[આ લોકો શુ સાબીત કરવા માગે છે?]**

**૧૦.** મક્કાહ, મદીના, યમન, તાઈફ, બસરા, યમામા અને બીજી બધી જ જગ્યાએથી એક પણ બુમ સંભળાઈ ન હતી કે, *"ઓ નબીના પોત્ર! અમે તમારી મદદ કરવા તૈયાર છીએ."* **[કોઈ ટિપ્પણી નહી]**

**૧૧.** કુફાથી (હુસૈનના) સંરક્ષણ માટે દરેક રીતે તૈયાર હોવાના દાવા કરતા ૫૫ અરજીઓ, બે થેલા ભરીને પત્રો અને સાત સંદેશા વાહકો કુફાથી મક્કાહ પહોંચ્યા હતા.

**૧૨.** ઈમામ હુસૈને અબ્દુલાહ બીન ઝુબૈરને કહ્યુ કે, *"મને ખબર છે કે મક્કાહમા કોઈ વ્યક્તી ઘેટાની જેમ હલાલ થવાની છે. મારે એ ઘેટુ બનવાની કોઈ ઈચ્છા નથી. કસમ ખાઈને કહુ છુ કે જો હુ જંગલી જાનવરના દરમા પણ છુપાઈ જઈશ તો પણ લોકો મને ત્યાથી ઝડપી લાવશે."*

**૧૩.** મુસ્લીમ બીન અકીલ એક ઝરણા પાસે પહોંચ્યા છે તેય કબીલાનુ હતુ. તેમણે એક શીકારીને હરણ પર તીર ચલાવતા જોયો. મુસ્લીમે કહ્યુ, *"આ સાર શુકન છે. અમે પણ લાગે છે કે બધી મુસીબતો ઉપર જીત મેળવીશુ."* **[પરંતુ જે થયુ તે એકદમ ઉંધુ હતુ]**

**૧૪.** મુસ્લીમ બીન અકીલ કુફા ૫ શવ્વાલ, હીજરી ૬૦ ના દીવસે પહોંચ્યા અને ત્યા મુખ્તર બીન ઉબૈદુલ્લાહ શફીકના ઘરે રોકાયા.

**૧૫.** કુફામા ૧૮૦૦૦ લોકોએ મુસ્લીમની સાથે હોવાનો દાવો કર્યો. તેણે ઈમામ હુસૈનને કુફા આવવાનુ આમંત્રણ આપતો પત્ર લખ્યો.

**૧૬.** કાળી પાઘડી પહેરીને કોઈક કુફામા દાખલ થયુ. તેનુ મોઢુ કપડા વળે ઢંકાયેલુ હતુ. શૈખ મુફીદ કહે છે કે, *"આ ભેષના કારણે લોકો ને લાગ્યુ કે હુસૈન આવ્યા છે."* [હુસૈન પોતાનુ મોઢુ ડાકુઓની જેમ ન જ સંતાડે]

**૧૭.** માનનીય અલીની જેમજ ઈમામ હુસૈન પણ આખા જગતમા ભવિષ્યમા થનાર વાતો ને જાણતા હતા. તેમની પાસે આખા બ્રહ્માંડની માહીતી હતી. તે લોકોને કહેતા, *"મને એ પુર્વે પુછી લો કે પછી હુ તમારી વચ્ચે ના હોઉ."* રીવાયત કરનાર મુજબ, બીજા ઈમામો પણ આવા દાવાઓ કરતા હતા. આનો અર્થ એ થયો કે ઈલ્મે ગૈબ ફક્ત અલ્લાહ પાસે ન હતુ.

**૧૮.** અસુલલ કાફીમા લખેલુ છે કે સાચો ઈમામ (અલીથી મહેંદી સુધી) ક્યારેય એવુ નહી કહે કે, *"મને ખબર નથી!"* **[મતલબ કે તેની પાસે દૈવીક માહીતી હોય છે]**

આ પછી મુજતાહીદ અલશૈખ મુહમ્મદ હુસૈન, **"સાદતુદ દારેન"**ના લેખત, ઈમામ હુસૈનના જ્ઞાનના ઉદાહરણો આપે છે

**૧૯** ઉમ્રો બીન આસ પુછે છે કે *શુ કારણ છે કે અમારી મુછો તમારા કરતા વહેલા સફેદ જાય ગઈ છે* હુસૈને કહ્યુ *કારણકે તમારી સ્ત્રિઓના મોઢા ગંધાય છે*

**૨૦** ઉમ્રો બીન આસ પુછે છે કે *શુ કારણ છે કે તમારી દાઢી એકદમ ઘાટ્ટી છે અને અમારી નથી* ઈમામ હુસૈને કહ્યુ *માટી કે જે સારી હોય તેના પર સારો પાક થાય છે પરંતુ જે માટી ખરાબ હોય તેના પર પાક ખરાબ થાય છે*

આવા ઊંડાણ પુર્વકના જવાબો સાંભળીને મુઆવીઆએ બુમ પાડી *ઉમ્રો ચુપ બેસ શુ તુ જાણતો નથી કે તે અલીનો દીકરો છે*

**૨૧.** લેખક પણ અહી એક દુહો નકલ કરે છે :

***નબી(સ) એ હુસૈનને પોતાની જીભ ચુસાડી તેનુ રહસ્ય આ હતુ કે***

***હુસૈનની જીભ વાસ્તવીકતામા પરમેશ્વરની જીભ બની ગઈ હતી.***

**૨૨.** અબ્દુર રહમાન અસ્લમીએ હુસૈનના એક રાજકુમારને સુરહ હમ્દ શીખવાડી. માનનીય હુસૈને તેને હજાર દીનાર અને એટલાજ કપડા દાનમા આપ્યા, અને તેનુ મોઢુ મોતીઓથી ભરી દિધુ. **[અને તે માણસને એક હીચકી પણ ન આવી! શા માટે તેમણે પોતે જ સુરહ ના શિખવાડી?]**

**૨૩.** કોઈકે ઈમામ ઝૈનુલ આબેદીનને પુછ્યુ કે શા માટે તેમના પીતાએ ફક્ત થોડાક જ બાળકો પેદા કર્યા. તેમણે જવાબ આપ્યો, *"મને તો નવાઈ લાગે છે કે હુ પણ કેમનો પેદા થયો! મારા પિતાજીતો પોતાની જાતને એક દીવસ અને રાતમા એક હજાર રકાતો પઢવામા રોકેલી હતી."* **[અને બીજુ કાઈ કર્યુ જ નહી!]**

અમે આવા વાક્યો ને માનનીય હુસૈનનુ અપમાન ગણીએ છીએ.

**૨૪.** પોતાની તરસી અને દયનીય હાલત છતા, હુસૈને **૧૯૫૦** દુશ્મન સૈનીકોને પોતાના હાથે કતલ કર્યા, અને તેના સિવાય અગણીતને ઘાયલ કર્યા.

આવા હળહળતા અતીશયોક્તી વાળા વાક્યોને પણ અમે માનનીય હુસૈનનુ અપમાન ગણીએ છીએ.

**૨૫.** જેવુ જ ઈમામે (અલ્લાહનુ) પવીત્ર નામ પઢ્યુ, મક્કાહ/મદીના અને કરબલા વચ્ચેની જમીન સપાટ થઇ ગઇ. અને તેમણે ઉમ્મ સલમા, ઈમાનવાળાઓની મા, ને તે જગ્યા બતાવી કે જ્યા તેઓ અને તેમના સાથીદારો કત્લ થવાના હતા.

આ કુરાનના નીયમોની વિરુધ્ધ છે!

**૨૬.** પછી, ઉમ્મે સલમાને કરબલાની થોડી માટી આપતા, તેમણે કહ્યુ, *"જ્યારે આ માટીમાથી લોહી નિકળે તો સમજજો કે હુ શહીદ થયો."*

માનનીય ઉમ્મે સલમા કહે છે કે, *"૧૦ મી મુહર્રમે મે શીશીઓ જોઇ, તેમાથી સાચે જ લોહી નિકળતુ હતુ."*

**[સત્ય તો એ છે કે આ વાત ઉમ્મ સલમા એ નહી, પરંતુ તબારીએ લખી છે, સદીઓ પછી]**

**૨૭.** શહીદોના માલીકનુ માથુ કપાઇ ગયુ હતુ છતા તે કુરાન પઢી રહ્યુ હતુ. **[કેવા ગપ્પા!]**

**૨૮.** હુસૈનના પરિક્ષા પર જંગલના જાનવરો અને પાણીની માછલીઓ હંમેશા રડતી રહેશે.

**[આપણા ઈતિહાસકારો અને રિવાયતકારોની કલ્પનાની ઉડાનની મજા માણો]**

**૨૯.** માનનીય ફાતીમા હુસૈનના પેદા થતા પહેલાથી જ હુસૈનની પરીક્ષાઓ અને મુસીબતો ઉપર રડતી હતી.

**૩૦.** *"મારુ માથુ બનુ ઉમૈયાના એક હરામી સામે પેશ કરવામા આવશે"* **[ઈમામ હુસૈન કહી રહ્યા છે, હવાલો અબ્દુલ્લાહ બીન ઉમર, પા. ૧૬૭ સાદતુદારેન]**

**[શુ ઈમામ હુસૈન આવી ભાષા વાપરે!]**

**૩૧.** કરબલામા થયેલી ઘટનાઓની ખરાઇ કરવા માટેનો માપદંડ એ છે કે આલીમોએ જે વાતોનો હેવાલ આપ્યો છે તેને સ્વીકારી લેવી! **[શુ માપદંડ છે!]**

**૩૨.** મક્કાહ છોડતા પહેલા, અબ્દુલ્લાહ બીન મુતિઆએ (ઈમામ હુસૈનને) સલાહ આપી કે મદીનામા રોકાઇ જવુ, કદાચ તે બાજુ થી જાય તો. અને કુફા તો બિલકુલ ન જવુ કારણકે તે શહેર અપશુકનીયાળ છે.

**૩૩.** જ્યારે ઈમામ મદીનાથી નિકળ્યા, ત્યારે સ્વર્ગની ઊંટડીઓ પર સવાર ફરીશતાઓ તેમની સામે હાજર થયા અને યજમાની કરી.

**૩૪.** ત્યારપછી મુસ્લીમોના કેટલાક લશ્કરો ઈમામ સામે હાજર થયા અને કહ્યુ કે જો ઈમામ હુક્મ આપે તો જ્યારે કે તેઓ પોતે મદીનામા છે ત્યા સુધીમા તેઓ તેમના દુશ્મનોને ખતમ કરી નાખે.

**૩૫.** જ્યારે લોકો ઈમામને કુફા જવાથી ચેતવતા હતા ત્યારે તેઓ લોકોને જવાબ આપતા કે, *"મારા નસીબમા ૧૦મી મુહર્રમે કરબલામા શહીદ થવાનુ લખેલ છે."*

**[જો આવુ જ હોત તો, ઈમામ, કે જે દ્રઢતા અને ધીરજના નમુના રૂપ હતા, તેઓ રડતા અને ફરીયાદ ન કરતા!]**

**૩૬.** ફરીશતાઓને અને જીન્નાતોને તેમણે જવાબ આપ્યો કે તેમની પાસે આ લોકો કરતા વધારે તાકત હતી પરંતુ તેઓ અમુકને કોઈ કારણસર મરવા દેવા અને અમુકને કોઈ કારણસર જીવતા રાખવા માંગતા હતા.

**[અને છતા પણ જેટલા પણ મુખ્ય માણસો મર્યા તે તેમની બાજુ હતા અને દુશ્મનોમાથી કોઈ મુખ્ય વ્યક્તી કરબલામા કતલ ન થઈ!]**

આમ, પડાવ નાખતા નાખતા તેઓ મદીના પહોચ્યા કે જ્યારે હીજરી ૬૦ ની શુક્રવારના ૬ શાબાનનો દીવસ હતો.

**૩૭.** કુફામા હુમલામા મુસ્લીમ બીન અકીલે ૪૧ લોકોને જહન્નમ પહોંચાડી દીધા હતા. ત્યારબાદ તેમણે પોતાના પરાક્રમનુ સડકો અને બજારોમા પ્રદર્શન કર્યુ.

**[પણ, તે તો ત્યા ફકત ઈમામ હુસૈનના જાસુસ તરીકે ગયા હતા ને!]**

**૩૮.** મુસ્લીમ બીન અકીલનુ મસ્તક કાપી લેવામા આવ્યુ હતુ અને તેને દમાસ્કસ મોકલવામા આવ્યુ હતુ. યઝીદે તેને શહેરના દરવાજે ટીંગાવ્યુ હતુ.

**૩૯.** અબ્દુલ્લ બીન અબ્બાસે પુછ્યુ, *"તમે શા માટે બાળકો અને સ્ત્રીઓને સાથે લઈ જાઓ છે?"* ઈમામ હુસૈને જવાબ આપ્યો કે, *"અલ્લાહ તેમને દુશ્મનોની કૈદમા જોવા માંગે છે."*

**[અલ્લાહ તો રહમાન અને રહીમ છે, ખાસ કરીને ઈમાનવાળાઓ માટે, એ કાઈ અત્યાચારી નથી.]**

**૪૦.** મકકાહ અને કરબલા વચ્ચે કેટલા પડાવ નાખ્યા હતા તે વીષે ખુબ જ ગંભીર વિવાદ છે. **[મુજ્તહીદ શૈખ મુહમ્મદ]**

**૪૧.** ઈમામે કવી ફર્ઝુક અને બશર બીન ધાલીબને કહ્યુ કે અલ્લાહ ઈચ્છે તે કરે છે.

**[અલ્લાહ સરમુખ્ત્યાર નથી. તે બધુ જ કરવા સક્ષમ છે અને તે પોતાની તાકતોને બુધ્ધીપુર્વક અને દયાપુર્વક વાપરે છે.]**

**૪૨.** બનુ ઉમય્યાએ મને બીવડાવી દીધો છે.

ઈમામના નામે એક બીજુ અપમાન!

**૪૩.** તેમણે સિદ્દીકા સુગ્રાને કહ્યુ કે, *"જે થવાનુ છે તે થવુ જ જોઈએ."*

**[તો તેને રોકવા માટે કોઈ પ્રયાસ જ નહી કરવાનો!]**

**૪૪.** ઈમામને અંતની પહેલાથી ખબર હતી.

**૪૫.** હુ અલ્લાહની કસમ ખાઈને કહુ છુ કે, બળવો કરનાર ટોળા દ્વારા મારૂ મોત નિશ્ચીત છે. અલ્લાહ સામે કોઈ વિરોધ ન હોઈ શકે.

**[શુ અલ્લાહ બળવા કરનારની બાજુ હતા?]**

**૪૬.** મને સપનામા દેખાયુ કે કુતરાઓ મને બટકા ભરી રહ્યા છે. તેમા સૌથી ક્રુર કુતરો એ હતો જેને સફેદ ડાઘા હતા.

મુજ્તહીદ અલ્લામા મુહમ્મદ હુસૈન લખે છે કે આ કુતરાનુ વર્ણન તે માણસ તરફ આંગળી ચીંધે છે કે જેનુ નામ શમર બીન જોશન હતુ અને તેને કોઢ થયો હતો **(એટલે તેને સફેદ ડાઘા હતા).**

**[અલ્લાહના નબીએ ખરાબ સપનાઓ બયાન કરવાની મનાઈ ફરમાવી હતી! આવી ભાષા ઈમામ હુસૈનની હોઈ જ ન શકે!]**

**૪૭.** સફરના ફક્ત ૧૨મા પડાવમાજ, ઈમામ હુસૈન અને તેમના સાથીદારોએ પાઘડીઓ બાંધી લિધી અને તલવારો ધારણ કરી લિધી હતી.

શુ કરવા ઈમામ આક્રામક મીજાજમા આવી ગયા?

**૪૮.** સફરના ૧૫મા પડાવમા તેમણે કહ્યુ, *"હુ મારા ઘોડા ઉપર જ ઝોંકુ ખાઈ ગયો હતો. મે સપનામા જોયુ કે એક ઘોડે સવાર બોલ્યો, 'આ લોકો આગળ વધી રહ્યા છે અને તેમનુ મોત પણ તેમની તરફ આગળ વધી રહ્યુ છે.' હવે મને ખબર પડી કે આપણને મૃત્યુની ભવીષ્યવાણી કરવામા આવી છે."*

**[આ પહેલા તો લખેલુ હતુ કે તેમને બધી પહેલેથી ખબર જ હતી!]**

**૪૯.** યઝીદના લશ્કરમા એક સેનાપતી, કે જે ખુબ જ દયાળુ હતો, એક હજાર સૈનીકોની હરોળ આગળ આવ્યો. તેણે કહ્યુ, *"હુ તમને અલ્લાહના વાસ્તે કહુ છુ કે પોતાની જાત પર દયા ખાઓ. જો તમે લડશો તો શહીદ થઈ જશો."*

આમ છતા, ઈમામે કબુલ ન કર્યુ.

**૫૦.** મજ્મા બીન અબ્દુલ્લાહે કહ્યુ, *"કુફાના ધર્માધિકારીઓ તમારી વિરુધ્ધ છે. આમછતા પણ સામાન્ય પ્રજા તમારી તરફદારી કરે છે, પરંતુ આવતી કાલે તેમની તલવારો તમારી વિરુધ્ધ ચાલશે."*

**[આમ છતા પણ ઈમામેની કઠોરતા ઓછી ન થઈ!]**

**૫૧.** ત્યાર પછીના પડાવમા ઈમામ હુસૈને હુરને પુછ્યુ, *"આ જગ્યાનુ નામ શુ છે?"* તેણે જવાબ આપ્યો, *"કરબલા".* મહાન શહીદ પોતાની આંખમા આંસુ સાથે બોલ્યા, *"ઓ અલ્લાહ હુ તારી પનાહ ચાહુ છુ વેદના અને દુ:ખથી (કર્બ અને બાલાનો શાબ્દીક અર્થ)."*

**[શા માટે આ દુઆ કબુલ ન થઈ? વાંચકો, આ કેવુ અપમાન છે ઈમામ હુસૈનનુ કે તેમની અલ્લાહ સમક્ષ કબુલ ન થયેલ દુઆઓનો હિસાબ આ મુલ્લાઓ વારંવાર દર્શાવી રહ્યા છે.]**

# <u>પ્રકરણ ૫</u>

# <u>હુસૈનની પહેલી સભા</u>

અહી પહેલા એ વાતની નોંધ લઈએ કે કરબલાની આખી વાર્તા પારસી, બહુ કહેવાતા ઈમામ તબારી બીન રુસ્તમ દ્વારા દર્શાવવામા આવી છે. વારે ઘડીએ તે વાતની શરુઆતમા કહે છે કે, *"...અને અબુ મુખનફ એ આવુ કહ્યુ અને અબુ મુખનફે તેવુ કહ્યુ..."* કેટલાક આલીમોએ ઊંડાણમા સંશોધન કર્યુ છે અને તેમને ખબર પડી કે અબુ મુખનફ એ કાલ્પનીક પાત્ર છે. બીજા કેટલાક આલીમોએ એ દર્શાવ્યુ કે કદાચ આવો કોઈ હાડમાંસનો બનેલો સાચુકલો વ્યક્તી હતો, તો તે તબારીના પેદા થવાના પચાસ વર્ષ પહેલા મરી ચુક્યો હતો. તબારીએ એકપણ વખત એ દાવો નથી કર્યો કે તે કદી અબુ મુખનફને મળ્યો હશે. હવે આવી હાલતમા આ વાત સાફ થઈ જાય છે કે કરબલાની દંતકથા એ તબારીની પોતાની પરીકલ્પના હતી. કેટલાકે કહ્યુ હતુ કે તબારી શીયા છે, અને અમુકે સંતોષ લિધો કે સુન્ની છે. સત્યતો એ છે કે તેણે પોતાનુ નામ તબારી બીન રુસ્તમમાથી તબારી બીન યઝીદ કર્યુ હતુ કે જેથી મુસ્લીમોને છેતરી શકે. હુસૈન પર થયેલ બધાજ જુલ્મો, તબારી યઝીદના નામ પર ચઢાવે છે. તો પછી તેણે પોતના નામને યઝીદ સાથે શુ કરવા જોડ્યુ? તબારીએ આ બેઈજ્જતી એટલા માટે અપનાવી કે જેથી લોકો તેને શિયા કે પારસી તરીકે ન ગણે.

બારીક નજરવાળા વાચકોએ દરેક મહત્વના મુદ્દાની નોંધ બનાવવી જોઈએ. હઝરત હુસૈનની શહીદીનુ વર્ષ હતુ ૬૧ હીજરી અને તબારીએ પોતાની વાર્તા ૩૦૦ હીજરીમા લખી, એટલે કે ૨૩૯ વર્ષ પછી. અને એ પણ બધુ જ સાંભળેલી વાતો!

રીવાયત આગળ વધે છે :

**૧.** ઈમામ હુસૈને પોતાન સગા વહાલાઓ અને દોસ્તોને ભેગા કર્યા. તેમણે ટોળા ઉપર નજર નાખી અને રડી પડ્યા. તેમણે એકદમ મૃદુતાથી દુઆ કરી, *"ઓ અલ્લાહ! અમે નબીના વહાલાઓ છીએ! મહેરબાની કરીને અમોને જુલ્મીઓ ઉપર વિજય આપજે."*

**૨.** દુશ્મનોની સંખ્યા શુ હતી?

અકાઈ દર્બન્દી કહે છે કે કરબલામા દુશ્મનોની ફોજમા ઘોડેસવાર સૈનીકો ૬ લાખ અને પાયાદળ સૈનીકોની સંખ્યા **૨૦ કરોડ** હતી! **[આખા મધ્ય પુર્વની વસ્તી પણ તે વખતે ૨૦ કરોડ ન હતી.]**

કોઈપણ રાજ્ય આટલી મોટી ફોજ ધરાવી જ ન શકે. ઈબ્ને જોઝીના હીસાબે સૈનીકોની સંખ્યા **૬૦૦૦** હતી. સૈયદ બીન તાઉસ આ આંકડો **૨૦,૦૦૦** નો બતાવે છે. અબી ફારસ કહે છે કે **૫૦,૦૦૦** અને અબી મુહનફ અઝવી કહે છે કે **૮૦,૦૦૦ !**

**૩.** અમે જે પુસ્તકમાથી હવાલાઓ આપી રહ્યા છે, **સાદતુદ્દારૈનમા** હુસૈનની સભાનુ ખુબજ લાંબુ વર્ણન આપેલુ છે. આ વર્ણનમા નીચે મુજબના હુકમો આપવામા આવ્યા છે :

- *વ્યક્તીએ અન્યાય પામેલા ઈમામ હુસૈનના નસીબ પર ખુબજ રડવુ જોઈએ કારણ કે આવુ રડવાથી મોટા પાપોનુ નુકશાન ભરપાઈ થઈ જાય છે.*

- *રોજાની નિયત વગર જ, અશુરાના દિવસે(૧૦મી મોહરમ) સાંજ સુધી ભુખ્યા રહો.*
- *(અને તે દિવસે) શોક સભાઓ ભરો અને ખુબ આંસુઓ વહાઓ. આ સૌથી મહાન કર્મ છે.*
- *આ દિવસે દુનિયાનુ કોઈપણ કામ ન કરશો.*
- *ઝિયારતલ અશુરા પઢો અને એ બધા જ કામ કરો જે દુઆઓની કિતાબમા લખેલા છે.*

**દુર કોઈ જગ્યાએથી આપણને ઈકબાલની કવિતા સંભળાય છે :**

***ધ્યાનથી સાંભળો યુરોપના મહેલોમા વાગતુ મસ્તી અને ધમાચકડીનુ સંગીત,***

***અને જુઓ તે પણ કે ઈરાનમા થતી શોકની તૈયારીઓ!***

- *હુસૈન અને તેમના સાથીદારોના કાતીલોને ખુબ જ અપશબ્દો અને શ્રાપ આપો, અને ઓછામા ઓછુ એક હજાર વખત પઢો કે "ઓ અલ્લાહ, તમારી લાનત થાય હુસૈન અને તેમના સાથીદારોના કાતીલો ઉપર."*
- *કોઈપણ પ્રકારની મોજમસ્તીથી દુર રહો. ભરપુર ખોરાક ન લો અને સરસ કપડા ન પહેરો.*
- *શર્ટના બટન વગેરે ખુલ્લા રાખો અને બાંયો ચઢાવી લો.*
- *તમારા માથા પર ધુળ અને રાખ જરૂર ફેંકો અને પોતાનુ કપાળ તેના વડે ઘસો.*

**૪. હવે, ઈમામ હુસૈનના લશ્કરની સંખ્યાબળ શુ હતુ?**

અલ્લામા મુજતહીદ મુહમ્મદ, અહી ફરીથી વિરોધાભાસ છે. અબી ફારીસ કહે છે કે **એક હજાર** હતા **(શર્હે શફીઆ).** શૈખ મુફીદ કહે છે કે કુલ આંકડો **૭૨** હતો **(૩૨ ઘોડેસવાર અને ૪૦ પાયાદળ સૈનીકો).** ઈમામ બાકીર નકલ કરે છે કે **૧૪૫** હતા.

પરિસ્થિતિની દેખીતી વિપરીતતા તો એ છે કે આવા મોકાઓ ઉપર એક પછી એક વાર્તાઓનો મારો ચલાવી આપણા ઈતિહાસકારો અને હદીષની રિવાયતો કરનારાઓ તેને સાબીત કરવા માટે જરૂરી પુરાવાઓ અને સાબીતીઓ આપવાનુ કામ અલ્લાહ પર છોડી દે છે  તેમની રીતો હસુ આવે એવી, સાદી અને સરળ છે. અલ્લાહને ખો આપવા માટે તેઓ કહે છે કે *"વલ્લાહુ આલમુ બીસ્સવાબ"*(અને અલ્લાહ જ વધારે જાણે છે), અને બસ થઈ ગયુ! શુ કામ સીધી રીતે ન કહી દે કે, *"હુ જાણતો નથી!"* જો તેઓને ખો નબી (સ) ને આપવી હોય તો, આપણા ઈતીહાસકારો અને હદીષો ભેગી કરનારાઓ કહે છે, *"નબી એ આવુ કહ્યુ હતુ અથવાતો આના જેવુજ કાઈક કહ્યુ હતુ અથવા તો તેનો અર્થ આવો થતો હતો.!"*

**૫.** ઈબ્ને ઝીયાદે કહ્યુ (ઈમામને), *"હુ નરમ તકીયા ઉપર પોતાનુ માથુ નહી મુકુ અને સ્વાદીષ્ટ ભોજન નહી લઉ જ્યા સુધી કે તને કતલ નહી કરુ."* ઈમામે કહ્યુ, *"તારા શહેરના લોકોએ મને બોલાવ્યો એટલે (હુ આવ્યો), જો તને હુ આવુ તે પસંદ ન હોય તો, હુ પાછો જતો રહુ."* પછી એમણે ઉમર બીન સાદને પણ પોતાને છોડી દેવા કહ્યુ કે આ પૃથ્વી ઘણી વિશાળ છે, પરંતુ તેમને રજા ન મળી. **[અને તેમણે આવ્યુ કહ્યુ, લેખક મુજબ, અને તે પણ કે જ્યારે તેઓ ત્યા જીહાદ માટે આવ્યા હતા!]**

પારસીઓને સાદ બીન અબી વક્કાસ [ર.અ.] સામે રોષ હતો કારણકે તેમણે પર્સીયા જીત્યુ હતુ  આથી કરીને તેમનુ નામ અહી લખવામા આવ્યુ તે છતાપણ કે તે વખતે તેઓ સીરીયામા લશ્કરના વડા હતા

૬. *અશુરાના દિવસે (૧૦મી મુહર્રમ), યઝીદ બાયલાએ, કે જે બાયલાની ઓલાદ હતી તેણે મને મૃત્યુ અને નામોશી બે માથી એક પસંદ કરવાની ફરજ પાડી.* **[લોકોએ તેમને વારંવાર સલાહ આપી હતી કે આવુ ન કરશો! અને, શુ ઈમામ હુસૈનની ભાષા આવી હોઈ શકે?]**

**૭.** હુસૈનની શહીદીના ત્રણ દિવસ પહેલા, ઉમર બીન સાદે **૫૦૦** બળવાન હરોળો યુફ્રેટીસ નદીની રખેવાળી માટે ઉભી કરી હતી જેથી ઈમામ અને તેમના સાથીદારોને પાણી ન મળે. ઈમામે ભાષણ આપતા કહ્યુ, *"વિચારો! મારા પિતા કોણ હતા, મારા દાદી કોણ હતા, હુ કોનો ભાઈ છુ",* વગેરે વગેરે. દુશ્મનોના તંબુઓમાથી અવાજ આવ્યો, *"અમે આ બધુ જ જાણીએ છિએ, છતા તમને તમારી તરસી હાલતમા જ મારી નાખીશુ! "* **[હવે તેમને મારવાનાજ હતા, તો તેમને તરસ્યા મારીને શુ ફાયદો થવાનો હતો!]**

૮. ઈમામે પોતાના તંબુ નજીક એક ચમત્કાર બતાવ્યો. તેમણે જમીન પાવડા વડે થોડીક ખોદી. અને અચાનક જ ઠંડા અને મધુર પાણીનો ફુવારો રણમા ફુટી નિકળ્યો. બધાએ ધરાઈને પિધુ અને તેમની મશકો ભરી લિધી. **[લો, પાણીની સમસ્યા હલ થઈ ગઈ!]**

૯. જુલ્મીઓ જોડે ઈમામ હુસૈને એક રાત માટે મહેતલ માંગી હતી  આ અશુરાની રાત હતી  ઈમામ અને તેમના સાથીદારોએ આ રાત નમાજો પઢવામા અને પ્રાયશ્ચિત કરવામા તથા તેની કૃપા માંગવામા વિતાવી હતી  તેઓ ખુબ જ આક્રંદ કર્યુ અને તસ્બીહ પઢાતા રહ્યા  તેમના તંબુઓમાથી એવી રીતે અવાજ આવતો હતો જેવો કે મધપુડામાથી આવે છે  **આ એક બહુ મોટુ અપમાન છે ઈમામનુ  કે ઈતિહાસકારો દ્વારા એવુ દર્શાવામા આવે છે કે તે મહાન વ્યક્તીઓની એકપણ દુઆનો જવાબ ન મળ્યો**

**૧૦**  ઘણા લોકો ઈમામને છોડીને રાત્રીના અંધકારમા ખોવાઈ ગયા  જે તેમની સાથે રહ્યા તેમના મોઢા આકાશ તરફ હતા  આ જ વખતે એક સાથીદારે જન્નતમા પોતાનુ સ્થાન જોયુ  **કુરાન કહે છે કે જન્નત પૃથ્વી અને આકાશોને ઘેરે છે અને તે કોઈ એક જગ્યાને બંધાયેલ નથી  ઈમામ હુસૈને કુરાનથી અલગ પડતી કોઈ વાત કરી જ ન હોઈ શકે**

**૧૧**  ઈમામ ઝેનુલ આબેદીન લખે છે કે જ્યારે ઈમામ હુસૈને પોતાની મૃત્યુ વિષેની આયતની વાત કરતા કહે છે કે તેમની કાકી હઝરત ઝૈનબ પોતાના ચહેરા પર જાતે જ લાફા મારવા માડ્યા અને પોતાના કપડા ફાડી નાખ્યા  પછી તે બેહોશ થઈ ગયા  ઈમામ હુસૈન કહ્યુ  *મારી બહેન, હુ તારી પાસે એક વચન માંગુ છુ. મહેરબાની કરીને મારુ વચન પાળજે. મારા મૃત્યુ પછી, પોતાના કપડા ન ફાડશો, પોતાના ચહેરા પર ઉઝરડા ન પાડશો, અને શોક ન મનાવશો."*
**[ઈસ્લામના વિરોધી અત્યાચારીઓ આ વાત ઘુસાડવા માંગે છે, કે ઝૈનબે પણ વાયદો પુરો ન કર્યો.]**

**૧૨.** સામેની બાજુ સેંકડો-હજારોનુ લશ્કર હતુ. છતાપણ માનનીય ઈમામ ઠાઠ સાથે પોતાના નાના લશ્કરને યુધ્ધના મેદાનમા મોખરાની ટુકડી, પાછળની ટુકડી, ઝંડો ઉઠાવનાર વગેરે વગેરે ગોઠવણીઓ સાથે લઈ ગયા હતા. અકાઈ દરબન્દી લખે છે કે સામેના લશ્કરમા **૬ લાખ** ઘોડા સવારો અને **૨ કરોડ** પાયાદળ સૈનીકો હતા.

**[આ આત્મહત્યા નહી તો બીજુ શુ હતુ? શુ ઈમામ હુસૈન આવો રસ્તો અપનાવે? જો તેમનો એકમાત્ર ધ્યેય શહીદીનો હોત, તો પોતાના કુટુંબને અને સાથીદારોને આવા સંકટ માથી પસાર ન કરતા. માનનીય રસુલ (સ) એ સલાહ આપી હતી કે ઈમાનવાળાઓએ પોતાની જાતને બેઈજ્જતીથી દુર રાખવા જોઈએ. જ્યારે રસુલ ને પુછવામા આવ્યુ કે આવુ કેમ, તો તેમણે ટીપ્પણી કરી હતી કે પોતાની જાતને સંકટમા નાખવી કે જે પોતે સહન ન કરી શકે, તે તો એવુ છે કે પોતાની જાતને બદનામ કરવી.]**

**૧૩.** ઈમામે શમર બીન ઝીલ્જોશાનને *" ઓ સ્ત્રીની ઓલાદ!"* કહીને બોલાવ્યો હતો.

**૧૪.** ઈમામે ઈબ્ને અબીજવેરીઆ માટે આગની સજાની દુઆ માંગી હતી. તે જ વખતે તે આગના ખાડામા પડીને રાખ થઈ ગયો. ઈમામે તે જ દીવસે તમીમ બીન હાસેન માટે તરસ્યા મરવાની દુઆ માંગી હતી. તમીમ યુફ્રેટીસ નદીના કીનારે ઘોડા ઉપરથી તીવ્ર તરસને લિધે પડી ગયો અને તેના જ ઘોડા પગ તળે કચડીને તેને મારી નાખ્યો.

જો ઈમામ હુસૈનની દુઆઓ આટલી બધી જ લાભદાયી હતી તો શા માટે તે પોતાના જ દુઃખ અને યાતનાઓને ન ટાળી શક્યા ! સત્ય તો એ છે કે આવી કોઈ ઘટના તો તેમના સપનામા પણ બની ન હતી. સાચુ તો એ છે કે, તેમને શહીદ કરવામા આવ્યા ત્યારે તે ઈરાકના ગવર્નર હતા, જબાન બીન હોર્મુઝાનની જોડે, રાજધાની કુફામા.

**૧૫.** લશ્કરોએ પોતાને લડાઈ માટે ગોઠવી દિધા હતા. **૨ કરોડ અને ૬ લાખ** એક બાજુ અને બીજી બાજુ ફક્ત **૭૨ ! ૭૨** ની સામે **૩૦,૦૦૦** પણ અર્થ વગરના હોત !

**૧૬.** તે દિવસે તંબુઓમા શોક અને રડવાના અવાજ આવતા હતા. **[અલ્લામા મુજ્તહીદ મુહમ્મદ હુસૈન લખે છે કે અલ્લાહે તેમના ઉપર આ સંકટ ઉતાર્યુ હતુ. ઈમામ વારંવાર તેમને આવનારી ઘટનાઓ વિશે દિવસ મા ઘણી બતાવતા રહ્યા જે અલ્લાહ તરફથી તેમને બતાવવામા આવી હતી. અલ્લામા મુજબ આ કોઈ અણધારી આફત ન હતી. તો પછી શોક અને રડવાનુ શા માટે?]**

**૧૭.** *અલ્લાહની મખલુકો (જીવો)! હુ અલ્લાહની શરણ માંગુ છુ કે તમારા તરફથી કોઈ નુકશાન મને આવે !*

**[શુ એ શક્ય છે કે તેઓ શરણ માટે ભીખ માંગે અને તે આપવામા ન આવે?]**

# આવ્યો સિંહ ગુફા બહાર, ગર્જના કરતો !

**૧.** ઈમામે રસુલુલ્લાહના ઘોડા મુર્તજીઝને બોલાવ્યો. તેઓ ઘોડા પર સવાર થયા અને પોતાના સાથીદારોને લડાઈ માટે ઉત્સાહીત કરવા લાગ્યા. હુસૈનની બાજુમા હુર આવી ઊભી રહી. હુર બોલી, *"ઓ કુફાના લોકો, શુ તમે રસુલના મૃત્યુ પછી તેમના વારસોને આવો વ્યવહાર કરશો !"*

**[આપણે જે ઘટનાની વાત કરી રહ્યા છીએ તે રસુલની વફાતના ૫૦ વર્ષ પછીની છે. આ મુજબ, મુર્તજીઝ નામનો ઘોડો ૭૦ વર્ષનો હશે. શુ ઘોડાઓ આટલુ લાંબુ જીવે છે?]**

**૨.** આ સાંભળતા જ ઉમર બીન સાદે હુસૈનના લશ્કર પર પહેલુ તીર ચલાવ્યુ અને તેના પાછળ જ હજારો તીરોનો વરસાદ થયો.

ફક્ત થોડાક જ ઉદાહરણો ખુબ સાવધાનીથી લેવામા આવ્યા છે જેથી આ પુસ્તકને ટુંકુ રાખી શકાય. તે છતા પણ, મે પોતાની જાતને ઘણી વિશાળ પુસ્તકોમાથી ૧૦-૨૦ ઉદાહરણો સુધી સીમીત નથી રાખી, જેથી કરીને ઈમામ વિષે આ પુસ્તકો શુ કહે છે તે જાણી શકાય. જે પુસ્તકોમાથી આ બધા ઉદાહરણો લેવામા આવ્યા છે તે એટલી બધી સંખ્યામા છે કે ફક્ત તેમના નામ લખવા માટે કેટલાય પાના ભરાઈ જાય. હુ ફક્ત થોડાક જ પુસ્તકોના નામ ઉદાહરણ તરીકે જણાવુ છુ.

*તારીખે તબારી, અસુલે કાફી, સુનાન ઈબ્ને માજા, શહીદે ઈન્સાનીયત, આશર બહાર, સિર્રેશહદતૈન, અમલિસ્સાદુક, તફસીર બૈઝવી, નજહુલ બલાઘા, ઐની શર્હલ બુખારી, ઈર્શાદ શૈખ મુફીદ, અલખબ્રિલ અવાલી, મક્તલ મકરમ, મક્તલ ઈબ્ન સહીલી, કામીલ ઈબ્ન કસીર, નફસુલ મલ્હ્મોમ, કમકમ, અલ હુસૈન મક્તલ મુકર્રમ, નાસિખુત્તવારીખ, વાકીયાએ અય્યામ એ મુહર્રમ, ઝખીરતુદ દ્દારેન, મુરવ્વજોઝ્ઝીહબ, મક્તલ ખુરરિઝ્મી, મનાકીબ શહર ઈબ્ન અશોબે, મકાતિલુલ તાલિબિન, શહાદતે હુસૈન, ઝિબહે અઝીમ, અલામમત વસ્સિઅત, કન્ઝુલ આમાલ, ઈસ્તેઆબ, સવૈકુલ મહરાકા, અદ્દામા અસ્સબીહા, અને બીજી ઘણી.*

આ બધી જ પુસ્તકોના હવાલા તમને **"મુસ્તતબ સાદતુદ્દારૈન ફિલ કત્લિલ હુસૈન"** મા મળશે કે જે મક્તબત અસ્સિબ્તૈનમા અલ્લામા સર્કરુસ્શૈખ મુહમ્મદ હુસૈન દ્વારા લખવામા આવી છે.

**૩.** તીરોના વરસાદ વચ્ચે, નામાંકીત ઈમામ કોઈપણ તૈયારી વગર દુશ્મનોના લશ્કર ઉપર હુમલો કરી દીધો. યુધ્ધ ૪ કલાક ચાલ્યુ. ઈમામના ૫૦ સાથીદારો મૃત્યુ પામ્યા.

**[હજારો તીરોના વરસાદ વચ્ચે એ શક્યતાજ નથી કે ૭૨ માથી એકપણ વ્યક્તી જીવતી બચે. આની ઉપર પાછુ (આપણને કેહવામા આવે છે કે) જે થોડા બચેલા સૈનીકો હતા તેઓ ૨ કરોડ અને ૬ લાખ દુશ્મનો સાથે એક કલાક સુધી લડ્યા. અરે ૩૦,૦૦૦ (કે જે બીજી રીવાયતોમા છે) સૈનીકો સામે લડવુ પણ વિશ્વાસ બહારની વસ્તુ છે. તીરોના વરસાદે જ યુધ્ધનો તાત્કાલીક અંત લાવી દિધો હોત, અને વિરોધીઓમાથી એકપણ બચ્યો ન હોત!]**

**૪.** શહિદને અલ્લાહ તરફથી ૭ ઇનામો મળે છે. તેમાનુ કે છે કે તેનુ માથુ બે હુરાના ખોળામા ગબડે છે.

(એક ખોળો પણ એક માથા માટે પુરતો છે!)

**૫.** માનનીય હબીબ બીન મઝાહીરે ૬૫ કુફીઓને નર્કમા પહોંચાડી દિધા હતા, અને ઝહીરુલબીજ્લીએ ૧૨૦. આબીસ બીન સોએબ ૨૦૦ કરતા વધારેને પાડી દીધા હતા, યાહયા બીન કસીરે ૫૦, જનાદા બીન હારીસે પોતાના ઘડપણની હાલતમા (૯૫ વર્ષની ઉંમર) ૧૮ ને કત્લ કર્યા હતા. હજ્જાજ બીન મસરુકે ૨૫, અનીસ બીન મોકલે ૨૦ અને ઈબ્રાહીમ બીનુલ હસૈને ૮૪. મલીક બીન દાઉદે ૬૦ અને ઝર્ઘામા બીન મલીકે ૬૦ને કત્લ કર્યા હતા. (એજ પ્રમાણે, વગેરે વગેરે)

કોઈ ટીપ્પણીની જરુરત નથી!

**૬.** શહીદોના સરદારના આઠ ગુલામો શહીદ થયા હતા. **(અલ્લાહ અને તેના રસુલે ગુલામી પ્રથાની મનાઈ ફરમાવી હતી. તો પછી ઈમામ હુસૈન કેવી રીતે ગુલામો રાખી શકે?)**

નોંધ લો કે **"શહીદોના સરદાર"** ઉપનામ ઘણા ઈતિહાસકારો દ્વારા હઝરત હમ્ઝા માટે વપરાયુ છે.

**૭.** રાજકુમાર અલી અકબરે દ્રાક્ષની ઈચ્છા કરી, ઈમામ હુસૈને પોતાનો હાથ મસ્જીદના થાંભલા તરફ ઉઠાયો અને રાજકુમારને દ્રાક્ષનો ગુચ્છો આપ્યો.

**૮.** રાજકુમાર અલી અકબરનુ લગ્ન થઈ ગયુ હતુ કારણકે તેમની પાસે ઉમ્મલ વલદ હતી.

ઉમ્મલ વલદ શુ છે? એવી ગુલામડી જેને ગર્ભ રહી ગયો હોય.

**૯.** રાજકુમાર અલી અકબરે **૨૦૦** લોકોને કતલ કર્યા હતા. તેમનો ઘોડો તેમને દુશ્મનના લશ્કર તરફ લઈ ગયો. તે જાલીમોએ તેમના પોતાની તલવારોથી ટુકડા ટુકડા કરી નાખ્યા.

આ દગાબાજ ઘોડાના પ્રતીકને તાઝીયાના જુલુસ વખતે સાટકા મારવા જોઈએ!

# બુધ્ધીનુ અપમાન કરતી વિપુલ વાતો

વાંચકો! આ ઘટનાઓ સાથે, ઈતિહાસકારોએ વાતચીત અને શાયરીઓની આપલે એવી રીતે લખી છે કે જાણે પોતે ત્યા હાજર હતા. તબારીએ પહેલી ઈતિહાસની પુસ્તક ઈમામ હુસૈનના મૃત્યુના લગભગ ૨૫૦ વર્ષ પછી લખી છે તેમ છતા પણ આવી વાતો છે તેમા. જગ્યાના અભાવને કારણ અમે આવી જીવીત ટીપ્પણીઓ કે વાર્તાલાપ અહી લખ્યા નથી.

**૧.** ઘણા લેખકો કહે છે કરબલાની ઘટનાની સત્યતા ચકાસવાનો માપદંડ છે કે *: કોઈપણ ઘટના આલીમો દ્વારા લખેલા પુસ્તકમા હોય તો તે સાચી જ છે.* **(આ માપદંડ વિષે ન્યાયવૃત્તિવાળા વાચકો માટે કોઈ ટીપ્પણીની જરુર નથી.)**

**૨.** ઘણી જગ્યાએ એવુ લખવામા આવ્યુ છે કે અમુક ચોક્કસ લોકોની શહીદી અથવાતો અમુક ચોક્કસ ઘટના વખતે ઈમામ ચોધાર આંસુએ રડી પડ્યા હતા.

રસુલુલ્લાહે કહ્યુ હતુ કે સબ્ર એ કોઈ નુકશાન વખતે જ કરવાનુ હોય છે ન કે પછી. એવુ કહેવુ કે ઈમામ જેવી એક બહાદુર અને મહાન વ્યક્તી વારંઘડીએ ચોધાર આંસુઓએ રડતા હતા એ તો તેમની બદનામી છે.

**૩.** રાજકુમાર અલી અકબરની શહિદી વખતે રોકકળના અવાજો તંબુઓમાથી આવ્યા હતા. ઈમામ હુસૈને કહ્યુ, *"મારી પુત્રી સકિના, અલ્લાહથી ડર."*

મતલબ કે રડવુ, શોક મનાવનો, છાતી કુટવી વગેરેથી અલ્લાહ ગુસ્સે થાય છે.

**૪.** અબુ તાલિબના બાકી રહેલા વારસો, કે જે ફક્ત પાંચ કે છ જ હતા, તેમણે દુશ્મનના લશ્કર ઉપર અચાનક જ હુમલો કરી દિધો હતો. **(કલ્પનાની ઉડાન!)**

**૫.** રાજકુમાર કાસીમ, ઈમામ હસનના દિકરા, પોતાના તંબુમાથી બહાર યુધ્ધના મેદાનમા આવ્યા. કાકા ભત્રીજા એકબીજાને ભેટીને એટલુ રડ્યા કે બંને બેભાન થઈ ગયા.

**૬.** અલ્લાહે મુહમ્મદ બીન અલી બીન અબી તાલીબને શહીદ કરનારને વિચિત્ર સજા આપી. તેણે એટલુ બધુ પાણી પી લિધુ કે તેનુ પેટ ફાટી ગયુ. **(અજબ!)**

**૭.** અબ્દુલ્લાહ બીન હસન ૧૧ વર્ષના હતા, તેમને પોતાના એક દુશ્મનને કહ્યુ કે, *"એ દુષ્ટ સ્ત્રીની ઓલાદ!"*

ઈમામ હસનના દિકરા કેવી રીતે દુશ્મન માટે પણ આવી અભદ્ર ભાષા વાપરી શકે !

**૮.** અબ્બાસ બીન અલીને બનુ હાશીમ કબીલાના ચાંદ કહેવાતા હતા. તેઓ એટલા ઊંચા હતા કે જ્યારે તેઓ ઘોડા ઉપર બેસતા હતા તો તેમના પગ જમીન પર અડતા હતા.

તો તો તેઓ લગભગ ૧૦ કે ૧૧ ફુટના હોવાજ જોઈએ!

**૯.** અબ્બાસે દુશ્મનો પર એવો ઘાતક હુમલો કર્યો કે દુશ્મનોની લશ્કરની જમણી પાંખ ડાબી બાજુ અને ડાબી પાંખ જમણી બાજુ આવી ગઈ.

હવે પોતાના શ્વાસ થંભાવી દો....

**૧૦.** છેલ્લે ઈમામ હુસૈનનો વારો આવ્યો. સાંજ નજીક આવી રહી હતી. (તેઓ) એકલા જ હતા, ૫૭ વર્ષ ઘરડા, કેટલાય દિવસના ભુખ્યા અને તરસ્યા, તે પણ ખુબ જ ગરમીમા, અને મૃત્યુ પામેલા સાથીદારોની યાદમા તુટેલુ દીલ લઈને!

**મિર અનીષ દ્વારા તેનુ ખુબ જ સરસ નિરુપણ કરવામા આવ્યુ છે :**

***જુલ્મના અંધકારે ઝહરાના ચાંદને ગળી લિધો,***

***શબ્બીરને કેવી એકલતાએ પકડી લિધો!***

**૧૧.** લેખક સાદતુદ્દારૈન લખે છે કે, *"જો હુસૈન દુશ્મનોને હરાવવા અને સત્તા પર આવવા માંગતા હોત તો તે આસાન હતુ. તેમણે અબ્બાસને પોતાની એક બાજુ, અલિ અકબરને બીજીબાજુ, મુહમ્મદ બીન હનફીઆ (હનફીઆનો દીકરો, અલીનો દીકરો, અલ્લાહ તેમની ઉપર રહમ કરે!) અને મુસ્લીમ બીન અકિલ ક્યાંક વચ્ચે હોત. ત્યાર બાદ તેમણે દુશ્મનોના લશ્કર પર (કે જે ૨ કરોડ ૬ લાખ અથવા તો ૩૦ હજાર અથવાતો ૪૦ હજાર હતા કદાચ?) હુમલો કર્યો હોત."*

કેવી રીતે ૪ કે ૫ કે ૭૦ કે ૭૨ માણસોએ આવા યુધ્ધની દીશા બદલી હોત? વ્યક્તિએ આવી વાત માનવા માટે પોતાની બુધ્ધી થી હાથ ધોઈ નાખવા પડે.

**૧૨.** આ દરમીયાન અલ્લાહે એક પક્ષી મોકલ્યુ કે જે પોતાની પાંખો ઈમામ હુસૈનના માથા ઉપર ફેલાવી દીધી. (પક્ષી બોલ્યુ*) "અલ્લાહ કહે છે કે જો તમારી ઈચ્છા હોય તો તે તમને પોતાના દુશ્મનો ઉપર વિજય આપશે."* આ અલ્લાહની અણીની વખતે મદદ હતી. **(અણીની વખતે મદદ થોડી મોડી પડી હતી!)**

**૧૩.** ત્યારબાદ **૪૦૦૦ ફરિશ્તાઓ** કરબલાના મેદાનમા ટેકાની બુમો પાડતા ઉતરી પડ્યા. પરંતુ, શહીદોના સરદારે તેમને જીહાદમા ભાગ લેવની છુટ ન આપી.

**૧૪.** અસંખ્ય જીન્નો પોતાની મદદ આપવા આવ્યા પરંતુ ઈમામે તેમની દરખાસ્ત અસ્વિકાર કરી.

**૧૫.** ઈમામ બાળ અલી અસગરને તંબુમાથી લઈને બહાર આવ્યા. તેમણે બાળક માટે પાણીની દરખાસ્ત કરી (દુશમનોને). પાણીની શોધના જવાબમા એક જંગલીએ તીર માર્યુ. બાળકે ઈમામના હાથમા છેલ્લા શ્વાસ લીધા. લોહી વહેવા લાગ્યુ, ઈમામે તેને પોતાની હથેળીમા લઈને આકાશ તરફ ઉછાળ્યુ. તે પવીત્ર લોહીનુ એકપણ ટીપુ પાછુ નિચે ન આવ્યુ.

તો ક્યા ગયુ?

**૧૬.** તંબુઓમા, ઈમામ હુસૈને સકિના, ફાતિમા, ઝૈનબ અને ઉમ્મે કુલ્સુમને અલવીદા કહ્યુ. સકિનાએ કહ્યુ, *"પિતાજી, શુ તમે શહિદિ માટે પોતાની જાતને તૈયાર કરી લિધી છે?"*ઈમામે કહ્યુ, *"સાથીદારો વગરનો માણસ મૃત્યુ પસંદ ન કરે તો શુ કરે!"*

વાચકો, શુ આ વાત જીહાદ વખતે બહાદુર ઈમામ હુસૈનન પર લગાવેલુ લાંછન નથી?

**સાવધાન : લેખક દ્વારા કરવામા આવેલી બધી જ ટિપ્પણીઓ ઈતિહાસકારો માટે છે, અને ના કે ઈસ્લામના માનનીય વ્યક્તીઓ માટે. હઝરત અલી, ફાતીમા, હસન, હુસૈન (ર.અ.) બધાને અમે માન આપીએ છીએ.**

# પ્રકરણ ૬

# હુસૈન (ર.અ.) પ્રગટ થાય છે

**૧.** શબ્બીર (હુસૈન) તંબુની બહાર એ રીતે આવ્યા કે જાણે ઘર માથી મૈયત નીકળે છે! **[મિર્ઝા દબિરની શાયરી]**

કેવી રીતે એ શક્ય છે કે એક સિંહ જેવા બહાદુર ઈમામ એક લાશ જેવા બહાર આવે જ્યારે કે શહીદી માટે જઈ રહ્યા હોય?

**૨.** ૪૦૦૦ તીરંદાજો તીરોનો વરસાદ કરી રહ્યા હતા પરંતુ અલ્લાહના સિંહનો (અલી) પુત્રે **૧૯૫૦** હરામખોરોને કતલ કર્યા હતા. **[ અને તે પણ તીરોના વરસાદ વચ્ચે!]**

**૩.** ઈમામે પોતાના ઘોડાને યુફ્રેટીસ નદી તરફ દોડાવી મુક્યો. એક બદમાશનુ તીર તેમના ગળામા છેદી ગયુ. તેમની હથેળીઓ લોહીથી ભરાઈ ગઈ, તેમણે લોહીને ઉપર તરફ ફેક્યુ. તેમના ઘોડાએ પાણી પિવા માટે માથુ નમાવ્યુ. ઈમામે કહ્યુ, *"ઓ ઘોડા, તુ પણ તરસ્યો છે; હુ ત્યા સુધી પાણી નહી પીવુ જ્યા સુધી તુ ન પી લે!"* પરંતુ પ્રામાણીક ઘોડાએ પોતાનુ માથુ પાછુ ઉઠાવી લિધુ. ઈમામ તંબુઓમા પાછા આવ્યા. તેમણે પોતાના કુટુંબીજનોને ચેતવણી આપી કે પરીક્ષા અને દુ:ખ માટે તૈયાર રહે.

૪. તે પાછા યુધ્ધના મેદાન પર ગયા અને (હજુ સુધી તીર તેમના ગળામા ફસાયેલુ હતુ) દુશ્મનોની લાશોનો ઢગલો ખડકવા લાગ્યા. દુશ્મનોએ પોતાના સૈનીકોને ફેરબદલ કર્યા. એટલા બધા તીર છોડવામા આવ્યા હતા કે ઈમામનુ નાજુક શરીર શાહુડી જેવુ દેખાવા લાગ્યુ હતુ. પરંતુ તેમણે સતત દુશ્મનો ઉપર હુમલો ચાલુ રાખ્યો.

અહી તેમના શરીર માટે વપરાયેલુ વિશેષણ **"નાજુક"** ની નોંધ લેજો! અને સૈનીકો ફેરબદલ કરવા પડે ફક્ત એક યોધ્ધા જોડે લડવા માટે!

૫. આમ યુધ્ધ દરમીયાન ઈમામ ઝુલ્કિફલ તરીકે ઓળખાતી જગ્યાએ આવી પહોંચ્યા જે ૧૨ માઈલ દુર હતી.

પોતાના શાહુડી જેવા શરીર સાથે!

**નોંધ : આપણે એ વાત યાદ રાખવી જોઈએ કે બધી જ ટિપ્પણીઓ આપણા ઈતીહાસકારોની કલ્પનાની ઉડાનો માટે કરવામા આવી છે! મહાન વ્યકતીઓના નામે ઉપજાવેલી અને અશકય વાતો ચઢાવવી એ અસલમાતો તેમનુ અપમાન કરવાનો રસ્તો ખોલે છે. લેખકને હઝરત હુસૈન અને તેમના કુટુંબીજનો માટે ખુબજ માન છે. અને તેથી જ આ પુસ્તક લખવામા આવી રહ્યુ છે.**

૬. તેમને અત્યાર સુધી પડેલા ઘા ગણવામા આવ્યા હતા; અને તે ૧૯૫૦ હતા.

**કોણે ગણ્યા ? અને કેવી રીતે?**

૭. એક જાલીમે ઈમામના કપાળ પર પથ્થર માર્યો, પછી તેમને ત્રણ દાંતા વાળુ તીર માર્યુ જે તેમની છાતીની આરપાર નીકળી ગયુ. ઈમામે તીરને આગળથી ખેંચી કાઢવાનો પ્રયત્ન કર્યો પરંતુ કાઢી ન શક્યા.

૮. પછી, તીરો, ભાલાઓ અને તલવારો ઈમામ ઉપર ચારે બાજુ થી હુમલા કરવા લાગ્યા. તેમની હાલત તરસને લીધે કથળતી જઈ રહી હતી. વારંવાર તે દુશ્મનો પાસે પાણીની માંગણી કરી રહ્યા હતા પરંતુ દુશ્મનો તેમની તરફ જાનવરોના ટોળાની જેમ આગળ વધી રહ્યા હતા.

હવે જ્યારે તેમનુ શરીર શાહુડી જેવુ થઈ ગયુ હતુ તો પછી તલવારો, ભાલાઓ અને તીરો હવે શુ કરી શકવાના હતા?

૯. ઈમામ ત્રણ દાંતા વાળુ તીર કે જે તેમની છાતીની પાર જતુ રહ્યુ હતુ તેને આગળથી કાઢી ન શક્યા , તેથી તેઓ વાંકા વળીને પાછળથી ખેંચી કાઢ્યુ.

ત્રણ દાંતા વાળુ તીર પોતાની સાથે હ્રદય અને ફેફસા પણ ખેંચી કાઢે!

૧૦. તેમનુ લોહી કોઈ નળીમાથી નીકળતુ હોય તેમ બહાર વહેવા લાગ્યુ. જ્યારે તેમની હથેળી લોહીથી ભરાઈ ગઈ તો તે લોહીને આકાશ તરફ ફેક્યુ. એક પણ ટીપુ પાછુ નીચે ન આવ્યુ !

તો ક્યા ગયુ?

**૧૧.** એક જાલીમે તેમની પીઠ ઉપર એટલી તાકતથી ભાલો માર્યો કે તે પોતાના ઘોડા પરની જીન પર ન રહી શક્યા. તેઓ જમીન ઉપર પોતાના જમણા ગાલ પર પડ્યા. ત્યારબાદ ત્યાથી પોતાની મૃત્યુની જગ્યા સુધીનુ ખાસુ અંતર તેઓએ પાર કર્યુ.

**૧૨.** હસૈન તમીમીએ તેમના મોઢામા તીર માર્યુ. અબુ અય્યુબે ગળા પર. ઝારા બીન શરીકે ડાબા ખભા પર તલવાર મારી. બીજા એક હરામખોરે જમણા ખભા પર તલવાર મારી. સના બીન ઈન્સે હાંસડીનું હાડકામા ભાલો માર્યો જેથી ઈમામ માથુ નિચે તરફ રાખી ઢળી પડ્યા ત્યાર બાદ તેઓ ઉભા થયા અને પોતાના ગળામાથી તીર કાઢ્યુ

**૧૩.** દુશ્મનોએ તેમને ઘેરી લીધા. તેઓ હવે તેમને મારવાની તૈયારી કરી લીધી. **[બીજુ શુ બાકી રહ્યુ હતુ તેમને મારવા માટે!]**

એવુ લાગે છે કે રિવાયત કરનારો કોઈને ત્યા સુધી મરેલો જાહેર નથી કરતા જ્યા સુધી તેનુ માથુ તેના ખભા ઉપર હોય! શુ ઈમામ હુસૈનને અત્યાર સુધીમા ઘાતક માર પડ્યો ન હતો? જો તેમનુ અત્યાર સુધી બચવુ તેમની ઈમામ તરીકેની કોઈ પ્રતીકારક શક્તી હતી, તો શા માટે હઝરત અલી ઈબ્ન મુલ્જીમના એક ઝટકાથી અને ઈમામ હસન ઝેરથી, એકદમ આસાનીથી મૃત્યુ પામ્યા હતા?

**૧૪.** જ્યા સુધી કોઈનુ માથુ ધડથી અલગ ન થઈ જાય ત્યા સુધી તે મરતો નથી ! આ મુર્ખામી ભરી અતીશયોક્તીનુ બીજુ એક ઉદાહરણ જોઈએ : *હવે હઝરત ઝૈનબ તંબુના દરવાજે આવી. તેમણે આખી દુશ્મનોની ફોજને કાલાવાલા કર્યુ. (કાલાવાલા કર્યા ઈમામને ન મારવા માટે પરંતુ તેઓ પોતાન ભાઈને ન બચાવી શકી*

**૧૫** ઈમામ જમીન પર ફસડાઈ પડ્યા તે વખતે મલીક બીન નસ્ર્ તેમના માથા પર વાર કર્યો તેમના પાઘડીની નીચેની ટોપી કપાઈ ગઈ

આટલી બધી સંઘર્ષ પુર્ણ લડાઈ પછી ટોપી કે પાઘડી માથા ઉપર રહે તે અશક્ય લાગે છે.

**૧૬.** તેમનુ માથુ ચીરાઈ ગયુ હતુ. તેમની ટોપી લોહીથી લથપથ હતી. ઈમામે ટોપી ઉતારી દિધી. અને પોતાના માથા પર પટ્ટી મારી લિધી. તેમને ઘોડા પરથી પડ્યે ઘણો ટાઈમ થઈ ગયો હતો પરંતુ કોઈપણ હજુ તેમને મારવા માટે (દેખીતી રીતે) તૈયાર ન હતુ.

**૧૭.** હવે શમારુલ જોશન આગળ આવ્યો. આ બદમાશને સફેદ ડાઘ હતા. (રિવાયત કરનારા એ વાત ભુલી ગયા, કે પહેલા તેને કોઢી તરીકે દર્શાવાયો હતો.)

**૧૮.** શમાર બદમાશ વર્ણવી ન શકાય તેમ એકદમ ઘમંડી રીતે નીચે બેઠો. શહિદોના સરદારે તેની તરફ જોયુ અને કહ્યુ, *" રસુલ (સ.) એ સાચુ જ કહ્યુ હતુ કે તેમણે એક સફેદ ડાઘા વાળા કુતરાને પોતાના કુટૂંબનાઅ લોહીમા પોતાની લાળ પાડતો જોયો હતો."* **[શુ રસુલુલ્લાહ આવી ભાષા વાપરે?]**

**૧૯.** આ ઘાતકી માણસે બુઠ્ઠી તલવારથી ૧૨ વખત હુમલો કરીને રસુલુલ્લાહના પોત્રનુ માથુ બોચીમાથી છુટુ પાડી દિધુ હતુ. **[અને આપણા રિવાયત કરનારઓએ સદીઓ પછી ૧૨ હુમલા ગણ્યા હતા.]**

# <u>પ્રકરણ ૭</u>

# <u>નિરાધારપણાની રાત્રી</u>

વાચકો, આ પ્રકરણની વાતો ઘણા પુસ્તકોમાથી લેવામા આવી છે. અલ શૈખ મુહમ્મદ હુસૈન કહે છે, "ઘણી શોક સભાઓ ભરાય છે. જેવો જ મુહર્રમનો ચાંદ દેખાય છે તરત જ શોકના કપડા પહેરામા આવે છે, શોક સભાઓ ભરાય છે, મરશીયા અને દુ:ખી ગીતો ગવાય છે, અને લલચાવતા બયાનો કરવામા અને સાંભળવામા આવે છે, આંસુઓ સરે છે, માથાઓ અને છાતીઓ કુટાય છે. જો આપણે હુસૈનની શહીદીમાથી આટલુ જ શીખ્યા છે, તો તે ઈસ્લામીક જગત માટે કરબલા જેવી જ દુ:ખદ વાત છે.

**૧.** હુસૈનનો શોક મનાવો, સુંદરીઓને તાકો !

**૨.** પવિત્ર ઈમામ કવિઓને કે જેઓ જયજયકાર કરતા કાવ્યો અને દુ:ખ ભરી શાયરીઓ ગાતા, તેમને વિપુલ ઈનામોથી નવાજતા હતા.

**૩.** કરબલાના શહીદોના શોકગીતો ગાનારા ગાયકો, વૈશ્યાઓના કોઠાઓ પર ગાતા અને તેમની પાસેથી પૈસા લેતા હતા.

**૪.** ગાયકો અને વકતાઓ લોકોની ચાહના મેળવવા અને પુરષ્કૃત કર્તાઓ (ગાવા બોલાવનાર) ની મંજુરી મેળવવા માટે પ્રયત્ન કરતા હતા.

**૫.** રસુલે કહ્યુ, *"જુઠા સાબીત ઠરવા માટે એટલુ જ જોવાનુ કે તે સાંભળેલી બધી જ વાતો ફેલાવે છે."* **[નિહ્જુલ બલાઘા]**

અને કરબલાની વાર્તા કશુ નહિ પરંતુ સાંભળેલા શબ્દો જ છે.

આ પુસ્તકોમા કરબલાની વાર્તાની વિગતવાર વાતો જોતા એવુ લાગે છે કે કોઈક બનાવ બનતો હોય તે વખતે અપાતો આંખે દેખ્યો અહેવાલ હોય અને તેવો જ હાલ આપણા કવિઓનો છે

**૬** વાર્તા કહેનારે એવી રીતે ન વાંચવુ જોઈએ કે જાણે ગીત ગાતો હોય, કારણકે નબી (સ)નુ કથન છે કે પહેલુ ગીત જ્યારે આદમે મનાઈ ફરમાવેલુ ફળ ખાધુ ત્યારે શૈતાને ગાયુ હતુ.

**૭.** વાર્તા કહેનારાઓ કરબલાની ઘટનાને એવી રીતે વર્ણવે છે કે જાણે કુકડા લડાવતા હોય.

**૮.** શિયાઓ સિવા કોઈની પણ પાસેથી દીન (ધર્મ)ની માહીતી ન મેળવશો! **[ઈમામ મુસા કાઝીમ]**

**૯.** તમારા હ્રદયને સંતોષ મળે તે રીતે રડો અને કણસો અથવા ઓછામા ઓછા પોતાના હાવભાવ દુ:ખદ રાખવા. આ રીતે, તમે રડવાની કળા ધીરે ધીરે શીખી જશો.

**૧૦.** ઈમામ હુસૈનનો જન્મ પાંચમી શાબાન હીજરી સન ૪ મા થયો હતો. રસુલુલ્લાહએ હુસૈનને પોતાની જીભથી ધવડાવીને મોટા કર્યા હતા. રસુલ પોતાની જીભ હુસૈનના મોઢામા મુકતા તો તેઓ એટલુ ધાવતા કે હુસૈનનુ માંસ

રસુલના માંસથી મોટુ થયુ હતુ. રાજકુમારે સૈયીદા (ફાતીમા) કે બીજી કોઈપણ સ્ત્રિને ધાવતા ન હતા. **[અલદમાસ સકીબા]**

વાચકો, આ રિવાયત ૧. ઈમામ હુસૈન, તેમની માતા ફાતીમા અને રસુલુલ્લાહની બેઈજ્જતી સમાન છે, ૨. તે કુદરતના નિયમોનો મજાક ઉડાવે છે અને, ૩. તે માનવીની બુધ્ધીશક્તીની બેઈજ્જતી સમાન છે.

**૧૧.** જ્યારે ઈમામ હુસૈન પેદા થયા ત્યારે અલ્લાહે હુરોને પોતાની સુંદરતા (શ્રુંગાર) વધારવાનો અને ફરીશતાઓને અલ્લાહની બડાઇ વધારે કરવાનો હુકમ આપ્યો હતો. **[બહારુલ અનવાર]**

**૧૨.** જીબ્રાઈલ બીજા **૪૦,૦૦૦** ફરીશતાઓ સાથે આવી રસુલુલ્લાહના દરબારમા બધાઇ આપી હતી અને સાથે સાથે દિલાસો પણ આપ્યો હતો. **[અમલી શૈખ સદુક]**

બધાઇ અને દિલાસો એકસાથે !

**૧૩.** એક દિવસ નબીના દિકરા ઈબ્રાહીમ અને તેમના પોત્ર હુસૈન નબીના ડાબી અને જમણી જાંગ ઉપર બેઠા હતા. જિબ્રાઇલ અલ્લાહ પાસેથી સંદેશો લઈને આવ્યા કે અલ્લાહ નથી ચાહતો કે બંનેવ જીવતા રહે તેથી એકની કુરબાની બીજા માટે આપો. રસુલે કહ્યુ, *"ઈબ્રાહિમની માતા ગુલામડી છે, જો તે મૂત્યુ પામશે તો ફક્ત હુ જ દુ:ખી થઈશ."*

કુરાન દરેક પ્રકારની ગુલામીથી મનાઈ ફરમાવે છે. રસુલના નામે એવી વાત કહેવી કે જેમા તેઓ ગુલામ સ્ત્રી અને પુરુષો સાથે ભેદભાવ કરે, તે એકદમ અનાદર સુચક છે, ભલેને તે કરનારો કોઇ ઈમામ હોય કે ફકીહ. બીજુ એ વિચારવા જેવુ છે કે, શુ ગુલામ સ્ત્રિ માતા નથી હોતી અને તે બીજી સ્ત્રિઓ જેવી જ નથી હોતી ?

**૧૪.** રસુલે કહ્યુ, *"હુ હુસૈન માટે ઈબ્રાહીમની કુરબાની આપુ છુ."* આથી ઈબ્રાહીમ ત્રણ દીવસ પછી મૂત્યુ પામ્યા.

**[જુઓ અલ્લાહની મજબુરી અને વ્યક્તીપુજા કરનારા સંપ્રદાયની હદ!]**

**૧૫.** પોતાના જીવન દરમીયાન રસુલે પોતાની બેઠ્ઠી નકલ જેવા ચાર જીવો ઉછેર્યા હતા. આ હતા અલી, ફાતીમા, હસન અને હુસૈન. **[અખ્લાકલ અઈમ્મા]**

**૧૬.** નબી અને ઈમામ ફરજીયાત રીતે ચમત્કારો કરવા સક્ષમ હોવા જરુરી છે.

**૧૭.** શૈખ મુફિદ, શાહરબાનો, કે જે યઝદજાર્દ બીન શહેરયારની દીકરી, કે જે પરવેઝનો દીકરો હતો, કે જે હોરમુજનો દીકરો હતો, કે જે સિસ્રા નવશેરવાનનો દીકરો હતો તેના વિષે લખે છે કે તેણીની મુસ્લીમોના માલીક હઝરત અલીની દેખીતી ખિલાફત વખતે આવી હતી. **[મુન્તખીબુત તવારીખ]**

કુરાન કે હદીષમા અલીની દેખીતી ની સામે ન દેખાતી ખિલાફતનુ કોઇ જ વર્ણન નથી. અને આ ન દેખાતી ખીલાફત શુ દર્શાવે છે?

**૧૮.** ઈમામ ઝૈનુલ આબીદીન આ જ શહરબાનોથી પેદા થયા હતા. તેથી જ તેમને **"ઈબ્નુલ ખૈરાતૈન"** (બે કબીલાઓનો દીકરો) કહેવાય છે, એટલે કે અરબના બની હાશીમ અને પર્શીયાના નૌશેર્વાન કબીલાના. **[બહારુલ અનવાર]**

પરંતુ શુ તેના પરદાદા  તે જ પરવેઝ ખુશરો ન હતા જેમણે રસુલ દ્વારા મોકલવામા આવેલ સંદેશાને ફાડી નાખ્યો હતો ?  પર્શીયાના રાજાઓના ખાનદાનની સરખામણી નબીના ખાનદાન સાથે કરવી એ રિવાયતકારોની લઘુતાગ્રંથી દર્શાવે છે અને નબીને બદનામ કરે છે.

**૧૯.** રબાબ, ઈમામ હુસૈનની પત્ની કે જેની સરખામણીમા કોઇ ન આવે, તે કરબલાની ઘટના પછી એક જ વર્ષમા મૃત્યુ પામી.  તેણીએ આ આખુ વર્ષ સુર્યની નિચે જ પસાર કર્યુ અને ક્યારે છાયડામા ન બેઠી.  **[મુન્તખીબુત તવારીખ]**

**૨૦.** ભરોસાપાત્ર પુસ્તકો ઈમામ હુસૈનની પાંચ જ પત્નીઓની માહીતી આપે છે    શહેરબાનો, લૈલા, રબાબ, ઉમ્મલ ઈશાક, કાઝેઈઆ. બીજી પણ પત્નીઓ હતી.   **[મુન્તખીબુત તવારીખ]**

**"ભરોસાપાત્ર"** પુસ્તકો ૨૦૦ થી ૩૦૦ પત્નીઓ ઈમામ હસન માટે બતાવે છે.

**૨૧.** ઈમામ હુસૈનને ચાર પુત્રો અને બે પુત્રીઓ હતી.  પુત્રો હતા    અલી કે જે ઝેનુલ આબીદીન થી પણ ઓળખાતા હતા, અલી અકબર, અલી અસગર અને જાફર.  અને પુત્રીઓ    ફાતીમા અને સકીના.  અલી અકબર અને અલી અસગર કરબલામા શહીદ થયા હતા.  ઈમામ હુસૈનના વારસો ફક્ત ઝૈનુલ આબેદીન દ્વારા આગળ વધ્યો.  આજે હુસૈનના વારસો આકાશના તારાઓ કરતા પણ વધારે છે પરંતુ યઝીદના વારસોનો કોઇ નામો નીશાન નથી.

મુતખીબુત તવારીખમા લેખક લખે છે કે ઉપરનુ વાક્ય એ **"સુરે અલ કૌસર"** નો સાર છે.  બીજા શબ્દોમા આ સુરહ ઈમામ હુસૈનની વાત કરે છે.

**૨૨.** દિકરીઓ તરફથી વારસો ફાતીમા દ્વારા આગળ વધ્યો હતો કે જે હસન મસન્નાની પત્ની હતા.  હસન મસન્ના પોતે ઈમામ હસનના દીકરા હતા.

અમુક વિચારવા જેવી વાતો.  કુરાને રંગભેદ, જાતીભેદ વગેરેનો અંત લાવી દીધો અને રસુલે તેમને પોતાના પગ તળે કચળી નાખ્યા હતા.  આ કેટલી હદ સુધી સારુ છે કે માણસની ઈજ્જત તેના વારસાથી કરવામા આવે?

**૨૩.** મોહશીન ભોપાલી હાલ જીવે છે અને સારી તબીયતમા છે.  અલ્લાહ તેમને ખુશહાલી અને કામીયાબી આપે! તે ખુબ જ સારા કવી છે.  તેમણે એક દુહો લખ્યો હતો કે જે બધાની જુબાન પર પહોંચી ગયો છે :

***રાજકારણની લોકપ્રીય ધુન તો જુઓ,***

***મંઝીલ એ લોકો માટે છે કે જેમણે સફર પણ ન કર્યો !***

બીજી લીટી પુર્વના મગજો માટે બંધ બેસતી છે.  જે લોકો પાછળ રહી ગયા અથવાતો નુકશાન ઉઠાવનારાઓમાથી રહ્યા અને ન તો પોતાની જાતને ન તો બીજાઓને ધ્યાનથી નીરખ્યા, ફક્ત દેખાડો કરવા માટે રહ્યા. જુઓ, જે લોકો સફર ઉપર ગયા જ નથી, મંઝીલ ઉપર પહોંચી ગયા!  એક સરસ વિચાર છે.  છતાપણ, એ વાત ખુબ જ નવાઈની છે કે સાદતુદ્દારૈનના લેખકે આ પંક્તીનો ઉપયોગ રસુલના સહાબીઓ માટે કર્યો છે.  કેવી રીતે?  તે કહે છે કે, *"રસુલ પછી ખીલાફતના સાચા દાવેદારોને બાજુમા મુકી બીજાઓએ ખીલાફત કબ્જે કરી હતી."*

અમે માનીએ છીએ કે માનનીય અબુ બક્ર, ઉમર, ઉસ્માન અને હઝરત અલી ક્યારેય પણ શક્ય નથી કે પોતે રાજ્ય મેળવાની કોશીશ કરી હોય કે તેવી તેમની ઈચ્છા હોય.  સાચુ તો એ છે કે રાજ તેમને સોંપવામા આવ્યુ હતુ અને

તેમણે તેને એક બોજાની જેમ સમજ્યુ હતુ. રસુલે જાહેર કર્યુ હતુ કે, *"અમે એવા કોઇને રાજ નહી સોંપીએ જે તેને શોધી રહ્યો છે."* આથી ખીલાફત કે રાજ્ય એ આવા ઉચ્ચ લોકોનો ધ્યેય હોઇ જ ન શકે. અને ન તો રસુલ તેને વારસામા આપી ને જાય અને નીયમ બનાવે. દરજ્જો જ કોઇપણ વ્યક્તીની ઈજ્જત માપવા માટે વપરાવો જોઈએ. શુ તમે જાણો છો કે ૧૯ મી સદીમા બહાઇ પંથની સ્થાપના કરનાર ઈરાની મુહમ્મદ અલી બાબ રસુલનો વારસદાર હતો? જોર્ડના રાજા હુસૈનના પિતા, મક્કાહના શરીફ પણ રસુલના વારસ હતા. તેજ હતો કે જેણે અરબી ક્રાંતીકારીઓનો સાથ આપી અરબઓને તુર્કો સાથે લડાવ્યા હતા? જો ઈજ્જત માપવા માટે ખાનાદાનીયત કે જાતી જ માપદંડ હોય તો બધા જ મુસ્લિમોએ પ્રીંસ કરીમ આગા ખાનને પોતાના ઈમામ તરીકે સ્વિકારી તેમની ઈમામત નીચે એક થઇ જવુ જોઇએ કારણ કે તે રસુલનો વારસ છે! અને હા, યાદો કી બારાતના જોશ મલિહાબાદીએ પણ દાવો કર્યો હતો કે તે રસુલનો વંશજ છે !

## દુશ્મનને પાણી આપવાનો ઈન્કાર કરતી મનપસંદ વાર્તાઓ

**૨૪.** કોઇ અગમ્ય કારણોસર, પાણીનો પુરવઠો રોકવાની વાર્તાઓ રીવાયતકારોની મનપસંદ છે એ દર્શાવવા માટે કે જાલીમોએ કેવા જુલ્મ કર્યા હતા. ઈમામ તબારીથી નકલ કરી, **"મુજતહીદ"** મુહમ્મદ હુસૈન લખે છે કે, *"હુમલો કરનારી ફોજે હઝરત ઉસ્માનના કિલ્લાનો ઘેરો નાખ્યો અને પાણીનો પુરવઠો બંધ કરી દીધો. હસન અને હુસૈન મશકો લઇને હજારો ઉપર હજારો નાકાબંધીઓ પાર કરવામા સફળ રહ્યા!"* **[પણ કેવી રીતે?]**

**૨૫.** જમલની લડાઇ ૧૦ જમાદિઉસ્સાની, ૩૬ હીજરીમા થઇ હતી. હઝરત અલી તે વખતે ૫૯ વર્ષના હતા. લોકોએ એ નિહાળ્યુ હતુ કે જે તલવાર બદ્ર, ઉહદ, ખંદક અને ખૈબરમા ચમકી હતી, તે હવે ફરીથી તલ્હા, ઝુબૈર અને આયેશા સામે ચમકી રહી હતી. ૩૦,૦૦૦ લોકો મૃત્યુ પામ્યા હતા. **[તબારી]**

દુનિયાએ તો આ જોયુ જ ન હતુ. યહુદીઓ અને પારસીઓએ આ વાર્તા પછીથી ઘડી કાઢી હતી અને જરીર બીન રુસ્તમ તબારીએ તેને ઈતીહાસ તરીકે લખી હતી.

**૨૬.** મુઆવીયાએ યુફ્રેટીસ નદીનો કબજો લઇ લિધો હતો અને અલી માટે પાણીનો પુરવઠો રોકી દીધો હતો. અલીના લશ્કરે કિનારાનો કબજો ખુચવી લીધો પરંતુ દુશ્મનોનો પાણીનો પુરવઠો બંધ ન કર્યો.આ હતી જંગે સીફ્ફીન કે જેમા **૭૦,૦૦૦** માર્યા ગયા હતા.

આ વાર્તા ઈમામ ઝહરી દ્વારા ઉપજાવવામા આવી હતી અને જરીર બીન રુસ્તમ તબારી વળે તેને આખરી ઓપ અપાયો હતો. આ એક ખુબ જ નવાઇ પમાડે એવી વાત છે કે, ૨૦મી સદીના મુલ્લા સૈયદ મૌદુદી કહે છે, *"જો આપણે આવી વાર્તાઓમા વિશ્વાસ ન કરીએ તો આપણી પાસે શુ બાકી રહેશે?"*

**૨૭.** સિફ્ફિનના યુધ્ધ વખતે હીજરી ૩૭ અબુ મુસા અશરીએ ઉમરો બીન અલઆસને કહ્યુ કે *તુ એક કુતરા જેવો છે* ઉમરોએ જવાબ આપ્યો કે *તુ એક ગધેડા જેવો છે*

શુ નબીએ તૈયાર કરેલા લોકો આવા હોઇ શકે

**૨૮** છતા હીજરી ૩૮મા હઝરત અલીએ ખવારીજ સાથે યુધ્ધ કરવુ પડ્યુ હતુ તે યુધ્ધ જંગે નહ્રવાન કહેવાય છે ખવારીજો કે જેઓ જંગે સિફ્ફિન વખતે હઝરત અલીની બાજુએ હતા અલીની મુઆવીઆ સાથેની સંધીથી ગુસ્સે ભરાયા હતા હજારો લોકો નહ્રવાનના યુધ્ધમા પણ શહીદ થયા હતા **તબારી**

**૨૯** મુઆવીયા કે જે સિરિયાના ગવર્નર હતા તેમણે ઈજિપ્ત પર કબજો કરી લીધો હતો અને હઝરત અલીના લશ્કર સામે ગેરીલા યુધ્ધ ચાલુ કર્યુ હતુ **તબારી**

આ વાત ખુબ જ નવાઈની કહેવાય કે આવા વિનાશક યુધ્ધો છતાપણ ઈસ્લામીક રાજય ફુલતુ ફાળતુ રહ્યુ

**૩૦** હજરત અલીએ તમામ વસ્તુઓનો હંમેશા માટે અંત લાવવા માટે દમાસ્કસમા મુઆવીયા પર હલ્લો બોલાવવાનુ નક્કી કર્યુ તેમણે મસ્જીદમા જોરદાર ખુત્બો આપ્યો અને મુસ્લિમોનો સાથ મેળવ્યો આમછતા એક અઠ્વાડીયુ પણ પસાર નહતુ થયુ અને ૧૯મી રમજાન હીજરી સન ૪૦ના રોજ કે જ્યારે તેઓ મસ્જીદમા નમાઝ પઢતા હતા અબ્દુર રહમાન ઈબ્ને મુલ્જીમ મુરાદીએ તેમના માથા ઉપર ઝેર પીવડાવેલી તલવાર વડે હુમલો કર્યો તેઓ ૨૧મી રમજાને તેની અસરથી મૃત્યુ પામીયા

આ વાત ખુબજ વિચિત્ર છે કે ઈમામ અલી જે બધુ જ પહેલેથી જ ક્યા અને શુ થવાનુ છે કયામત સુધીમા તે જાણતા હતા છતા પણ તેમને ઈબ્ને મુલ્જીમના હુમલાની ખબર ન પડી જો તેને નસીબ સાથેનુ સમાધાન ગણીએ તો શા માટે તેમણે દમાસ્કસ ઉપર હુમલો કરવા માટે સેનાને જોરદાર શિખામણ આપી શુ તેઓ મુસ્લીમોમા ખુનમરાકી કરાવવા ઈચ્છતા હતા શુ સાચે જ તેમનો ખુની અબ્દુર રહમાન ઈબ્ન મુલ્જીમ નામનો ખવારીજી મુસ્લિમ હતો અને શુ આ તેનુ પોતાનુ કાવતરુ હતુ શુ એ શકય છે કે અલી ફારસીઓના કાવતરાનો શીકાર બન્યા હોય

**૩૧** હઝરત અલી પોતાના લોકોથી એટલા કંટાળી ગયા હતા કે પોતે મૃત્યુની ઈચ્છા રાખતા હતા તેઓ કહેતા હતા *તમે મારુ હ્રદય પરુથી ભરી દીધુ છે અને મારી છાતી દુ ખ અને ગુસ્સાથી*

અલ્લાહના શેર શુ આવુ કશુ કહી શકે તેઓને ડીપ્રેશનની બીમારી ન હતી

**૩૨** અમીર કહેતા હતા *હુ ઈચ્છુ છુ કે મુઆવીયા મારી પાસેથી ૧૦ માણસો લઈ લે અને બદલામા પોતાનો એક માણસ આપી દે એ તો એવી વાત થાય કે જાણે ચાંદીને સોના વડે બદલી લઈએ*

## ટુકડા કરી નાખતુ ઝેર

**૩૩.** અમીર મુઆવીયાએ હસનની પત્ની જાદાહ સાથે કાવતરુ કરી હસનને ઝેર ખવડાવી દીધુ હતુ જેનાથી તેમના કાલેજાના ટુકડા ટુકડા થઇ ગયા હ્તા. જાદાહ ને ૧ લાખ દીરહમ આપવામા આવ્યા હતા અને તેને યઝીદ જોડે નીકાહ કરાવવાનો વાયદો કરવામા આવ્યો હતો. **[હવાલો ઈર્શાદ અલ મુફિદ]**

કદાચ એવુ કોઇ ઝેર હશે જે કલેજાના ટુકડા કરી નાખે, પરંતુ આ વાત વૈદીક વિજ્ઞાનથી એકદમ વિરુધ્ધ છે. અને એ વાત ચર્ચાવા જેવી છે કે હઝરત હસન લાખો દિરહમ ફેંકી શકે તેમ હતા, તો પછી તેમની પત્ની કેવી રીતે ૧ લાખ દિરહમમા વેચાઇ ગઇ! અને બીજો મુદ્દો વિચારવા જેવો છે કે આ વિષય પર લખાયેલી અનેક પુસ્તકો, યઝીદને બદસુરત, ચારિત્ર્યહીન અને અશ્લીલ દર્શાવે છે. તો પછી જાદાહ કે બીજી કોઇપણ સ્ત્રિ ઈમામ હુસૈન ઉપર યઝીદને કેવીરીતે પસંદ કરે? ઈતિહાસમા લખાયેલ રિવાયતો પ્રમાણે, ઈમામ હસન એકદમ તવંગર હતા અને તેમનુ પ્રભુત્વ અને આબરૂ અલગ જ પડતા અને ખુબજ વિપુલ સ્ત્રોતો ધરાવતા, એક રાણી મહેલ ધરાવતા કે જેમા ૩૦૦ પત્નીઓ, રખાતો અને ગુલામડીઓ હતી અને તેમની પાસે આધ્યાત્મીક સત્તા પણ હતી.

## હજુ આગળ નિંદાઓ

**૩૪.** ઈમામ હુસૈને મુઆવીયાને એક જબરદસ્ત અને ઐતિહાસીક કાગળ લખ્યો અને પડકાર ફેંક્યો કે તે ઈન્કાર કરે કે તેણે એક ગુલામની ઓલાદ, ઝિઆદ બીન સુમૈયાને ભાઇ બનાવી છે. **[કિતાબ અલ ઈર્શાદ]**

ફરી એક વાર લુલી કલ્પનાઓ, ગુલામો અને માલીકો અને રંગભેદ અને જાતીના આધારે!

**૩૫.** મુઆવિયાએ અબ્દુર રહમાન કે જે હઝરત ખાલીદ બીન વલીદના દીકરા હતા, તેમને પોતાના યહુદી વૈદ જોડે ઝેર અપાવ્યુ. આ ઝેરેની અસર એવી હતી કે તેમનુ પેટ ચિરાઇ ગયુ. **[કિતાબ અલ ઈસ્તિઆબ]**

અમે આવુ કોઇ ઝેર જાણતા નથી કે જે પેટ ચીરી નાખે.

**૩૬.** હઝરત અલીના મુખ્ય મદદગાર, મલીક અશતરને પણ ઝેર આપી મારી નખાયા હતા. **[તબારી]**

તેમનુ પેટ પણ ચિરાઇ ગયુ હતુ!

**૩૭.** મુઆવિયાએ ઈમામ હુસૈનને કહ્યુ, *"તુ તો એક કુરબાનીનો ઘેટો છે."*

**૩૮.** જ્યારે મુઆવિયાને આયેશાની જરુરત ન રહી તો તેણે એક ખાડો ખોદાવ્યો, અને તેણીની તે ખાડામા પડીને મૃત્યુ પામી. **[કિતાબ અલ અવૈલ, જલાલુદ્દિન સુયુતી]**

**૩૯.** હિજરી સન ૬૦મા, ૪૦ વર્ષ સુધી રાજ કર્યા બાદ, અમીર મુઆવીયા ૭૮ કે ૮૫ વર્ષની ઉમરે મૃત્યુ પામ્યા. **[તબારી][સાદ]**

૭ વર્ષની ભુલચુક કાઇ નથી! આપણા હોશિયાર ઈતિહાસકારો તો અડધી સદીની ભુલચુક કરીને પણ બચી જાય છે!

**૪૦.** યઝીદ એક દારુડિયો, કબાબનો આશીક, અને નશાનો આદી હતો. તે રેશમી કપડા પહેરતો અને ખંજરી વગાડતો હતો. તે વાંદરાઓને આલીમ જેવો વેશ કરાવતો અને તેમને નચાવતો હતો. **[સાદા]**

અરે વાહ!

**૪૧.** જ્યારે નબી (સ) તબૂકની લડાઇ માટે જતા હતા, તેમણે અલીને મદીનામા પોતાના નાયાબ તરીકે નિમણુક કરી હતી. તેમના સહાબીઓને વિશ્વાસ થઇ ગયો કે તેઓ અલીને પોતાનો વારસ બનાવશે. તેથી તેઓએ નબી (સ) ને કતલ કરી નાખવાનુ કાવતરુ ઘડીયુ. જ્યારે તેઓ યુધ્ધ પરથી પરત આવી રહ્યા હતા, ૧૨ થી ૧૪ લોકો તેમની તરફ આગળ વધ્યા અને તેમની ઉપર હુમલો કરીને તેમને મારી નાખવાનો પ્રયાસ કર્યો. (હઝરત ઉમર આ હુમલાખોરોમાથી એક હતા!) હઝરત ઉમરે હઝીફા સામે કસમ ખાધી હતી કે, *"અલ્લાહ કસમ, હુ મુનાફિકોમાથી છુ."* **[મિઝાનુલ એતદાલ ઝહબી]**

**૪૨.** હઝરત ઉમર કહે છે કે, *"ઘદીરના પ્રસંગે, રસુલે અલી વિષે જાહેરાત કરી કે તે મુખિયા બનશે."* મારી બાજુમા એક ખુબસુરત, ખુશ્બુદાર નૌજવાન ઉભો હતો, તેણે મને કહ્યુ કે, *"તે દિવસે નબીએ એક ગાંઠ બાંધી કે જે ફક્ત એક મુનાફીક જ ખોલી શકે."* રસુલે હઝરત ઉમરને કહ્યુ, *"ઓ ઉમર, આ ફરિશ્તો જીબ્રાઈલ હતો. તુ સાવધાન રહેજે અને આ ગાંઠ ખોલતો નહી."* **[મોદા, સૈયદ હમ્દાની]**

વાચકો, આવી વાર્તાઓ ધાર્મીક દંતકથાઓમા ઉપજે જ છે. ફરીશ્તાઓ **"ખુશ્બુદાર નૌજવાન"** બની જાય છે, અથવાતો કુવામા ખોવાઇ જાય છે અને ફરીશ્તાઓના વહાલાઓ આકાશમા લટકતા વિહરતા હોય છે.

**૪૩.** સફરના મહીનામા હીજરી સન ૧૧મા, વફાતના થોડા દિવસ પહેલા, રસુલે અલીને પોતાની પાસે રોકી રાખ્યા અને અબુ બક્ર, ઉમર અને ઉસ્માનની ત્રીપુટીને મદીના છોડી રોમનો જોડે લડવા જવાનો હુકમ આપી દીધો. નબી તેમને પોતાની મોત વખતે સાથે રાખવા નહોતા માંગતા કારણકે જો તેઓ મદીનામા હાજર ન હોત તો ખિલાફત વિષે કોઇ જઘડો જ ન થયો હોત. પરંતુ તેઓ ન ગયા. **અલ મિલાલ વન્નહાલ]**

નબી એ કેવા લોકોને પોતાના સહાબીઓ બનાવી લીધા હતા!

**૪૪.** પોતાના છેલ્લા દિવસોમા રસુલ એક હુક્મ લખી આપવા માંગતા હતા જેથી મુસ્લિમો ગુમરાહ ન થઇ જાય. પરંતુ નં. ૨ (હઝરત ઉમર) એ રસ્તો રોક્યો એવુ કહીને કે, *"આ માણસ ચિત્તભ્રમમા છે."* પછી તેણે કહ્યુ, *"અલ્લાહની કિતાબ અમારા માટે પુરતી છે."* **[બુખારી, મુસ્લીમ]**

આ જ પુસ્તકો એવુ પણ લખે છે કે નબી (સ) ની વફાત વખતે તેમના સહાબીઓ હાજર ન હતા. આ જ પુસ્તકોના આધારે, આ કાલ્પનીક હુક્મ લખી આપવાની વાર્તા બાદ, નબી (સ) ત્રણ દીવસ જીવ્યા હતા. શુ તેઓએ હુકમ પછીથી ન લખી શક્તા હતા? શુ તેઓ મોઢે કોઇને હુકમ ન આપી દેતા જેથી બીજા લખી લેતા? શુ કામ તેમના ૨૩ વર્ષના પયગંબરીના કાર્ય દરમીયાન આ હુક્મ બાકી રાખ્યો?

**૪૫.** સહાબીઓ તો નબી (સ) પર હુમલો કરતા ખચકાયા ન હતા તો પછી તેમના નવાસાને મારવુ તો તેમના માટે કોઇ અઘરુ કામ ન હતુ ! **[સાદા]**

**૪૬.** જ્યારે નબી મૃત્યુ પામ્યા, સહાબીઓએ તેમના શરીરને રઝળતી મુકી ગાયબ થઇ ગયા. તેઓ ત્રણ દિવસ પુરા કરીને પાછા આવ્યા. નં. ૧ (હઝરત અબુ બક્ર) પણ ત્રણ દિવસ પછી પાછા આવ્યા અને આમ લાશ દફ્ન વગર ત્રણ દિવસ રઝળતી રહી. લોકો નં.૧ ની જોડે નિષ્ઠાના કોલ આપવામા વ્યસ્ત હતા. **[તબારી અને સીરે હલ્બીઆ]**

હારેલા પર્સીયાના વાસી રુસ્તમનો દિકરા તબારીએ એવી શબ્દોની માયાજાળ રચી જેમાથી આપણા એકપણ ઈતિહાસકાર છુટવામા સફળ નથી થયા. કુરાન ગવાહી આપે છે કે નબી (સ) **"અલ મુઝમ્મીલ"** (શ્રેષ્ઠ દોસ્તો પસંદ કરવા વાળા) હતા. શુ તેમન દોસ્તો આવુ વર્તન કરી શકે?

**૪૭.** આ જ તબારી લખે છે કે હઝરત ઉમર બીજા કેટલાક સાથીદારો સાથે હઝરત અલી અને હઝરત ફાતીમાના દરવાજે ઈંધણના લાકડા અને આગ લઇને પહોંચ્યા અને કહ્યુ, *"બહાર આઓ અને હઝરત અબુ બક્ર જોડે વફાદારીની કસમ ખાઓ નહીતો હુ તમારુ ઘર સળગાવી દઈશ."*

જુઓ તબારીનો જાદુ કે શિબ્લી નૌમાની જેવા સંશોધક પોતાની પુસ્તકમા લખે છે, **"અલ ફારુક"** કે જેઓ ખુબ જ ગુસ્સાવાળા સ્વભાવના હતા તેમનાથી આવુ વર્તન થાય તો એ કાઈ અશક્ય નથી.

**૪૮.** નં. ૧ (હઝરત અબુ બક્ર) એ આગ અને ઈંધણના લાકડા મોકલ્યા અને નં. ૨ (હઝરત ઉમર)એ આ વસ્તુઓ ઉઠાવી હતી. તો એ વાતમા કોઇ નવાઇ નથી કે શિમારે ઈમામ હુસૈન વિરુધ્ધ તલવાર ઉઠાવે.

વારસો !

**૪૯.** મુજતાહિદ મુહમ્મદ હુસૈન કહે છે, "આ વાત સમાધાન પામેલી છે કે ઈસ્લામીક શરીઅતમા દિકરા અને દિકરીઓને પિતાની મિલ્કતમા ભાગ મળે છે."

તે એવુ નથી લખતા એક આ કોઈ મુલ્લાઓએ ઉપજાવેલી શરીઅતની ખાસ જોગવાઇ છે કે પછી કુરાનનો હુકમ છે. કુરાન આ વિષયમા એકદમ સ્પષ્ટ છે. **વસીયત લખવી ફરજીયાત છે (૨:૧૮૦) અને કોઈને પણ ઉપકાર કરી ભાગ આપી શકે છે, કોઈ સગો હોય કે ન હોય. લોહીની સગાઇ વાળાને એટલી જ જાયદાદ મળશે જે વસીયત પ્રમાણે વહેંચણી થયા પછી બચે (૪:૧૧, ૪:૩૪)**

**૫૦.** ફાતીમા એ દુ:ખમા મૃત્યુ પામ્યા કે તેમને ફિદાકના બગીચામા મળતો વારસાગત હક ન આપવામા આવ્યો.

શુ આ પ્રકારની માન્યતા આ પવિત્ર સ્ત્રિની બેઈજ્જતી નથી? બંને હઝરત અલી અને ફાતીમા ર.અ. નો ઉછેર એવા વ્યક્તીઓ દ્વારા કરવામા આવ્યો હતો કે જે ઈચ્છાની અછતને ગર્વ માનતા હતા. આવા માનનીય વ્યક્તિઓને ધનદોલત અને રાજ્ય મેળવવાની કોઈ પરવા ન હતી.

**૫૧.** હઝરત ઉસ્માનનુ ચુંટાવુ ઈસ્લામ માટે મોટી દુર્ઘટના હતી. **[સાદા]**

બીજી બાજુ હઝરત ઉસ્માનના રાજ્યથી લઈને પછી સદીઓ સુધી ઈસ્લામ એક જોરદાર પ્રવાહની જેમ આગળ વધતો રહ્યો કે જેને કોઈ રોકી ન શક્યા.

**૫૨.** ઈમામ ઈબ્ને તઈમિયા, મોહિનુદ્દિન ઈબ્ને અરબી, મુલ્લાહ અલી કારી, હાફીઝ ઈબ્ને હજર, હાજી મક્કી અને ઈમામ ગઝાલી વગરેએ ઈમામ હુસૈનના કતલને ટેકો આપ્યો હતો.

શુ આ એકદમ તિરસ્કાર વાળી વાત નથી? બધાની જેમ જ, આ મોટા નામો પણ પોતાના કામો માટે જવાબદાર ઠરશે.

**૫૩.** ઈમામ હસને ખિલાફત અમીર મુઆવીઆને તેના જીવન સુધી સોંપી દિધી અને એવો કરાર કરીને કે ખીલાફત પાછી તેમની પાસે આવવી જોઇએ. [ઇસ્તીસાબ]

શુરા (અરસપરસ સલાહ મશવેરો) કરવાના કુરાનના હુક્મનુ શુ થયુ?

**૫૪.** મુઆવિયા સામે અસંખ્ય વિવિધ વાનગીઓ પિરસવામા આવતી હતી. તે ખાઇ ખાઇ ને થાકી જતો પરંતુ ક્યારેય તેનુ પેટ ન ભરાતુ હતુ. **[અનવારુલ લુઘા]**

વાહ!

## યઝીદ મુઆવિયા ર.અ.નો દિકરો

**૫૫.** અમીર મુઆવીયાના સમયમા કોઇ શુરા ન હતી. **[ઈબીદ]**

જો શુરા ન હતી અને રાજ્ય વારસામા મળતુ હોત તો, તેને ખિલાફત ન કહેવાય પરંતુ રાજાશાહી કહેવાય. કેવી રીતે ખિલાફત અથવા તો રાજાશાહી હઝરત અલીના વારસામા વંશ દર વંશ ચાલી જતી હતી?

**૫૬.** મુઆવિયાનો દિકરો યઝીદ કુતરા, વાંદરા અને દિપડા પાળતો હતો. તે પોતાની સાવકી માતાઓને પરણતો હતો અને પોતાની બહેનો અને દીકરીઓને પણ પરણતો હતો. તે ખુલ્લે આમ દારુ પીતો હતો. રાત્રે ચોરો અને ડાકુઓના ટોળા વચ્ચે બેઠો બેઠો લુંટફાટ અને ડકૈતીઓની વાર્તાઓ સાંભળતો હતો. તે વાંદરાઓને ઉલેમાની જેમ કપડા પહેરાવી તૈયાર કરતો અને તેમને નચાવતો હતો. **[તારીખુલ ખુલફા]**

આ જુઓ, મને લાગે છે કે આપણા ઈતિહાસકારોની કલ્પના બધી હદો પાર કરી ગઇ છે, પણ,

**૫૭.** હિજરી સન ૬૨ મા યઝીદે મદીનામા ત્રણ દિવસ અને રાત સુધી લુંટ્ફાટ કરી હતી. મદીનાના **૧૦,૦૦૦** લોકો માર્યા ગયા હતા ને નબીના **૭૦૦** સહાબીઓને મોતને ઘાટ ઉતરવામા આવ્યા હતા. હજારો સ્ત્રીઓ અને **૩૦૦** કુમારીકાઓ પર બળાત્કાર કરવામા આવ્યા. તેણે મસ્જીદે નબવીમા ગધેડા અને ખચ્ચરો બાંધ્યા હતા. **[ઈબીદ]**

**૫૮.** ઈમામ ઝહાબી લખે છે, *"યઝીદના દુષ્કર્મોને લીધે, અલ્લાહે તેની જીંદગી લાંબી ન કરી અને તે હીજરી ૬૪ મા ૩૦ વર્ષની ઉંમરે મૃત્યુ પામ્યો."* (અને તેની ઘણી દીકરીઓ ૫ કે ૬ વર્ષની ઉંમરે વિધવા થઇ ગઇ) **[મીઝાનુલ એતદાલ]**

એવી માન્યાતા લાગે છે કે જવાન મરવુ દુષ્ટતાની નીશાની અને મોટી ઉંમરે મરવુ સદ્ગુણી હોવાની નીશાની છે! સમસ્યા એવી છે કે ઘણા અસ્ના અસ્રીના (શીયા) ઈમામો જુવાનીમા મૃત્યુ પામ્યા હતા. દાખલા તરીકે ઈમામ હસન અસ્કરી ફક્ત ૨૮ વર્ષ સુધી જ જીવ્યા. બીજી બાજુ અમીર મુઆવીયાની જીંદગી લાંબી થવાનો આશીર્વાદ પામેલી હતી!

**૫૯.** મુજતહીદ મુહમ્મદ હુસૈન, સાદા ના લેખક, અહમદ બીન હંબલ સૈયદ અલુસી, ઈબ્ને જૌઝી, જલાલુદ્દિન સુયુતી, કાઝી શાહબુદ્દીન ઝહબી અને મુલ્લાહ અબ્દુલ હય્યી અફરંગી મહલ વગરેના હવાલાથી લખે છે કે, *"મોઢાથી યઝીદ ઉપર લાનત મોકલતા રહેવુ તે એક પ્રકારની ઈબાદત છે."*

બીજી બાજુ કુરાન કહે છે કે પહેલાના લોકો કે જેઓ મૃત્યુ પામી ચુક્યા છે, તેમના વિષે તમને સવાલ કરવામા નહી આવે કે તેઓ શુ કરતા હતા!

**૬૦.** ખીલાફત એ કાઈ બાળકોની રમત નથી, ખાલાજીનુ ઘર. **[અનવારુલ લુઘા]**

તો પછી શા માટે તેને એક કુટુંબમા મર્યાદી કરી દેવી?

**૬૧.** આપણા ઈતિહાસકારોને યઝીદના મદીના ઉપરના હુમલાની વાત હજી યાદ રહેતી.(જુઓ ઉપર ૫૭ નં.) મુજ્તહીદ પાના નં. ૧૪૨ પર લખે છે કે, *"૧૦૦૦ સ્ત્રીઓનુ કૌમાર્યભંગ થયુ હતુ અને બધી જ ગર્ભવતી બની ગઈ હતી. રસુલ (સ) ના ૧૦૦૦ સહાબીઓને કતલ કરવામા આવ્યા હતા, ૭૦૦ કુરાનના કારીઓને રહેંસી નખાયા અને કુતરાઓ અને વરુઓને મસ્જીદે નબવીમા છુટ્ટા મુકી દેવાયા હતા. (પછી તેમનુ ગપ્પાની ઉડાન નીચે આવી જાય છે) શુ યઝીદ માટે હવે રસ્તો બાકી રહ્યો છે કે તેને મોક્ષ(મગફીરત) મળે?"*

શુ આ મુલ્લાએ પોતાના મોક્ષની વધારે ચિંતા ન કરવી જોઈએ?

## નમાઝો

**૬૨.** મુજતહિદ મુહમ્મદ હુસૈને એક વાત ખુબ જ ભાર પુર્વક લખી છે કે : *જો ઈમામ હુસૈને પોતાનુ માથુ શહિદ ન કર્યુ હોત તો કોણ નમાઝ પઢતુ?*

સાચે જ કોણ 'નમાઝો' પઢતુ? સુન્નિઓ? મુહદ્દિષ અલ્જાઝૈરી અને બીજા ઉલેમાઓ મુજબ સુન્નીઓની નમાઝ તો ઝિના છે! **[તફ્સીરુલ બુર્હાન, ઈમામ જાફર સાદીક ૪:૪૫૩]** શિયાઓ? અબ્દુલ કાદીર જીલાનીના હિસાબે તો શિયાઓની નમાઝો તો મુર્તીપુજા છે. **[ઘુનિઅતુલ તાલબીન]**

**૬૩.** ઈમામ હુસૈને સત્યને ફેલાવવા અને બુરાઈને રોકવા માટે જીહાદ ઉઠાવી હતી. **[કુમ્કામ]**

શાહ અબ્દુલ અઝીઝ મુહદ્દીષ દહેલ્વી લખે છે કે ઈમમ હુસૈને બળવો એટલા માટે કર્યો કે તેઓ લોકોને અત્યાચારી રાજ્યથી લોકોને મુક્ત કરવા ઈચ્છતા હતા. પરંતુ મુજતહીદ કહે છે કે ઈમામે *"યઝીદના મહેલને તહસ નહસ કરી નાખ્યો હતો".*

આવુ ક્યારે થયુ? તેમના પોતાની રિવાયતો મુજબ તો યઝીદ દારૂની અને વ્યાભીચારની મહેફીલોમા વ્યસ્ત હતો.

# નિરાશા

**૬૪.** અમલી શૈખ સુદ્દુકમા હઝરત અલીથી રિવાયત છે કે, *"હુ, ફાતીમા, હસન અને હુસૈન અલ્લાહના રસુલની જોડે હતા. અચાનક જ એતો એ અમારી તરફ જોયુ અને અમારી ઉપર ભવિષ્યમા થનારા અત્યાચારો ઉપર રડવા લાગ્યા.*

**૬૫.** આજ પાના ઉપર લખેલુ છે કે હઝરત અલી રડી પડ્યા, એટલુ બધુ કે તેમના આંસુઓ તેમની દાઢીમાથી તેમની છાતી પર પડવા લાગ્યા.

વાચકો, નાતો અલ્લાહ્‌ના રસુલ કે નતો હજરત અલી આવા નબળા હતા કે જે રીતે વર્ણવામા આવ્યુ છે તે રીતે નિરાશાથી પડી ભાંગતા રડી પડતા. તેઓ દ્રઢ નિશ્ચયી, સંસ્કારી અને બહાદુર વ્યક્તીઓ હતા અને તેમના કાર્યોની વિશીષ્ટ ગુણવત્તાએ આ દુનીયાને બદલી નાખી હતી.

**૬૬.** ઈમામ હસને કહ્યુ, *"મને છુપી રીતે ઝેર આપીને શહીદ કરવામા આવશે."* **[અલ્દામા]**

આ પુસ્તક ઘણી જગ્યાએ કહે છે કે ઈમામથી કશુ છુપાઇ ને નથી રહી શકતુ.

**૬૭.** ઈમામ હસને ઈમામ હુસૈનને કહ્યુ હતુ કે, *"તારા કતલ ઉપર આકાશમાથી લોહીનો વરસાદ થશે અને આખુ બ્રહ્માંડ તારી આ અગ્નીપરીક્ષા ઉપર જોર જોરથી રડશે. ત્યા સુધી કે જંગલના જાનવરો અને દરિયાની માછલીઓ પણ રડશે."* **[ઈબીદ]**

હવે, જો તમે આ પ્રકારનો ઈસ્લામ ગળાની નીચે ઉતારી શકો તો ભલે, તમે મહાન છે!

**૬૮.** નફ્સલ મહમુન, આશર બહાર અને બીજી ઘણી કિતાબો ઘણી બધી રીવાયતો લખે છે કે ઈમામ હુસૈન અને તેમના ઘર ઉપર આ તકલીફો અલ્લાહ તરફથી પહેલેથી જ નસિબમા લખાઇ હતી.

પરંતુ કુરાન કહે છે કે માણસ તેનો જ હકદાર છે જેના માટે તે મહેનત કરે છે. ઈમાન વાળો પોતાનુ નસિબ પોતે જ બનાવે છે. અને કદાચ, આપણે માની પણ લઈએ કે આ પહેલેથી નક્કી હતુ, તો પછી તેના ઉપર ધમાલ કરવી અને ત્રાસ આપવો બિલકુલ અર્થહીન છે. તો પછી શા માટે તેના વિષે લખવુ, વાત કરવુ અને રડવુ?

**૬૯.** ઈમામ હુસૈને કહ્યુ હતુ કે, *"મે મારા નાના પાસેથી સાંભળ્યુ હતુ કે ખીલાફ્ત એ અબુ સુફીયાનની ઓલાદો ઉપર પ્રતિબંધીત છે."* **[આશર બિહાર અને મલ્હુફ]**

કુરાન પ્રમાણે, વારસો, સગપણ અને વંશની કોઈ કીંમત કે મહત્વતા નથી. માન ફક્ત માણસના વ્યક્તિત્વ પ્રમાણે હોવુ જોઇએ, તેથી અલ્લાહના રસુલ આવી વાતો કહી જ ન શકે.

**૭૦.** મદીનાથી નિકળતા પહેલા, હુસૈને એક સપનુ જોઇ જેથી તેઓ રડી પડ્યા. તેઓ નબી (સ) ની કબર પાસે પડી ભાંગ્યા અને ખુબ રડ્યા. તેઓ પોતાના સગાઓને મળીને પણ ખુબ રડ્યા. પછી તેમણે અલ્લાહ પાસે દુઆ માંગી કે તેમને અલ્લાહ અને રસુલે નક્કી કરેલા માર્ગ ઉપર માર્ગદર્શન કરે અને પછી ખુબજ રડ્યા. **[મકતલ અવાલમ, અશરુદ્દામા, વગેરે વગેરે]**

આ રિવાયતોમા ભરપુર વિરોધાભાષ છે. નસિબમા લખાયેલુ હોવુ, અલ્લાહ અને રસુલની મરજી અને દરેક પગથીએ રડી પડવુ ! અને એ પણ ત્યારે કે જ્યારે, સ્વર્ગ, પવિત્ર નાના, માતા પિતા અને સગાઓ તેમની રાહ જોઇ રહ્યા હોય !

૭૧. ઈમામ હુસૈનનો સાવકો ભાઇ, મુહમ્મદ બીન હન્ફીયા, મદિનાથી કરબલા તેમની સાથે ન ગયો. ઈમામે પોતાની સાથે અબુ તાલીબના વંશજો કે જેમા તેમની બે બહેનો ઝૈનબ અને ઉમ્મે કુલ્સુમ, ભાઈઓ, નવાસાઓ વગેરે હતા. અબુ તાલિબના વંશજો સિવાય બનુ હાશીમના કબીલામાથી કોઇ પણ તેમની જોડે ન ગયુ.

# <u>પ્રકરણ ૮</u>

# <u>હુસૈનની શહિદી પછી</u>

**૧.** આખા બ્રહ્માંડમા ઉત્પાત મચી ગયો હતો. ગુઢ તોફાનોએ પાયમાલી કરી નાખી. ભુકંપોથી આખી પૃથ્વી હાલી ગઇ. આકાશમાથી લોહી પડવા લાગ્યુ હતુ. ચારેબાજુ વિજળીઓ થવા લાગી હતી. બધે જ અંધકાર ફેલાઇ ગયો હતો અને દિવસે તારાઓ દેખાવા લાગ્યા હતા. આ અંધકાર ત્રણ દીવસ સુધી રહ્યો હતો. મકાનો અને કપડાઓ આકાશમા વરસતા લોહીથી લાલ થઇ ગયા હતા. કુંડાઓ અને કુંજાઓ લોહીથી ભરાઇ ગયા હતા. એક પથ્થર પણ ખસેડવામા આવે તો પણ લોહી નીકળતુ હતુ. **[આશર, કુમ્કામ, તારીખ ઈબ્ન અસકર, સાવીક વગેરે]**

આ પુસ્તકો લખે છે કે ત્રણ દીવસ સુધી દુનીયાના લોકો વિચારતા રહ્યા કે દુનીયાનો અંત આવી ગયો છે. છતાપણ, આ એક નવાઇની વાત છે કે આટલી મોટી ઘટના રોમ, ઈજીપ્ત, ગ્રીસ, ભારત અને બીજા દેશોના ઈતિહાસમા લખવામા આવી નથી.

**૨.** સંધિકાળ દરમીયાન જોવા મળતી લાલાશ, હુસૈનની શહિદી પહેલા જોવા ન હતી મળતી. **[સાવૈક]**

**૩.** જ્યારે હુસૈન શહિદ થયા ત્યારે અલ્લાહે **૭૦,૦૦૦ ફરિશ્તાઓ** નિચે ઉતાર્યા હતા કે જે કયામત સુધી શોક મનાયા કરશે. આ હકીકત ઉપરથી એ સાબિત થાય છે કે હુસૈનની શહિદી ઉપર રડવુ અને શોક મનાવવો એ અલ્લાહનો તરીકો છે. અથવા, (બીજા શબ્દોમા) સર્વશક્તિશાળી અલ્લાહ ૧૦મી મુહર્રમથી રડી રહ્યો છે અને રડતો રહેશે. **[ધુનીઆતલ તાલીબીન]**

આપણે સર્વશક્તિશાળી અલ્લાહ વીષે સાંભળી રહ્યા છે, શુ તે **"નિરાશ"** અલ્લાહ હતા?

**૪.** પોતાની દાઢી અને માથા ઉપર ધુળ નાખવી એ નબીની સુન્નત છે ! **[તિરમીજી શરીફ, પા. ૨૧૮, દિલ્હી આવૃત્તી]**

એ વાત ધ્યાન રાખવા જેવી છે કે નબી (સ.) **"કરબલાની"** ઘટનાના ૫૦ વર્ષ પહેલા જ મૃત્યુ પામ્યા હતા.

હવે આપણા ઈતિહાસકારોએ આ કહેવાતી ઘટનાની ત્રણ ચાર સદી પછી લખેલા ગપગોળા જોઈએ :

**૫.** જંગલીઓએ ઈમામ હુસૈનના શરીર પર રહેલા ફાટેલા કપડા પણ ખેંચી કાઢ્યા હતા. ખમીસ ઈશાક હાદરીએ ખેંચી કાઢ્યુ હતુ, પાટલુન અસ્વદ બીન ખાલીદ અને અંગુઠી બજદલ કલીબીએ (કે જેણે હુસૈનની આંગળી પણ કાપી લીધી હતી). તેમની શાલ કૈસ બીન અશાસ, ઉમર બીન સાદે તબ્રા નામનુ કવચ અને અદુ કબીલાના લોકોએ તલવાર લઇ લીધી હતી.

આ તલવારને ઈમામ મહેંદીની તલવાર **"ઝુલ્ફીકાર"** ન સમજશો (હવાલો મલ્હુફ). દસ ઘોડે સવાર દ્વારા હુસૈનના મડદાને કચડી નાખવામા આવ્યા પછી, મલ્હુફમા અબુ ઉમર ઝાહીદના નામે એક વાક્ય લખવામા આવ્યુ છે કે, દસે દસ ઘોડે સવારોનો વંશ ચકાસવામા આવ્યો હતો અને દસે દસ જણા લગ્ન વગર પૈદા થયેલા હતા ( અને આ સંશોધન, સ્વભાવીક રીતે, ૫૦૦ વર્ષ પછી કરવામા આવ્યુ હતુ. ઈસ્લામ આવ્યો જ હતો રંગભેદ, જાતીભેદ, વંશભેદ,

ઉંચો વારસો અને બીજા આવાજ ભેદભાવો દુર કરવા માટે.  દરેક માણસ, અલ્લાહની નજીક જન્મથી જ ઈજ્જત પાત્ર છે, ભલે ગમેત્યા જનમ્યો હોય.

૬. ઈમામની શહિદી પછી,  તેમના ઘોડાએ ૪૦ ઘોડેસવારોને નીચે પાડી દીધા અને તેમને કચડીને મારી નાખ્યા. [મનાકાબ શહર અશુબ], ના?  ઘોડાએ ઈમામના લોહીમા પોતાનુ કપાળ લાલ કર્યુ અને પછી જમીન પર માથુ પછાડવાનુ શરુ કર્યુ, જ્યા સુધી કે તે મરી ન ગયો. [આશર બહાર], ફરીથી ના?  ઘોડાએ ઈમામના શોકમા યુફ્રેટીસ નદીમા ડુબીને આત્મહત્યા કરી હતી. **[નસિખુત તવારીખ]**

૭. કવિ આ પ્રમાણે ભાવનાઓ જગાવે છે :

***ગાડાઓમા ભરીને લઈ જાઓ યાદગીરીઓ અલી અને બતુલના ઘરવાળાઓની***

***નબી(સ)ના ખાનદાનને કૈદી બનાવી લઈ જાઓ !***

૮. ઈમામ હુસૈન પછી પાછળ રહી જનારાઓમા બિમાર ઈમામ ઝૈનુલ આબેદીન, પર્દામા કેટલીક સ્ત્રિઓ અને કેટલાક બાળકો હતા.  આ લોકો પાસેથી જેમણે પણ લુટફાટ કરી તેઓ ખરાબ મોતને ભેટ્યા.  એક વ્યક્તી કે જેણે કેસર લુટ્યુ હતુ તેને પોતાનુ શરીર સળગતુ લાગ્યુ.  મહેંદી રાખ બની ગઈ અને ઉંટનુ માસ ઝેરી બની ગયુ.

૯. ઈમામ ઝૈનુલ આબેદીન કૈદમા હતા.  આમછતા ચમત્કારીક રીતે તેમણે પોતાના પિતાની મૈયતમા આગળ હતા. **[રિજાલ કુશી]**

૧૦. ત્યારબાદ ઈમામ ઝૈનુલ આબેદીન, હુસૈન બીન અલીના દિકરા, કબરની જગ્યા પરથી થોડીક જમીન ખસાડી.  એક કબર પહેલેથી જ ખોદાયેલી હતી.  બિમાર ઈમામે પોતાના પિતાને પોતે જ ઉઠાવ્યા અને કબરમા ઉતારી દીધા. **[લીલમુકરમ]**

# પવિત્ર માથુ

**૧૧. સવાલ : ઈમામ હુસૈનનુ માથુ કયા છે?**

**જવાબ : -** *મદિનામા તે દફન છે.* **[હવાલો અસુલે કાફી વ તહઝીબુલ અહકામ]**

*તે ઈમામ હુસૈનની કબરની નજીક છે.* **[હવાલો ખુલાસતુલ વફા]**
*(ના) તે તો જન્નતુલ બકીમા ક્યાક બીજી જગ્યા એ છે.* **[હવાલો ફતાવા કર્તબી]**
*(માફ કરજો)  તે તો નજફના અમીર અલીની બાજુમા દફન છે.* **[હવાલો કામિલુઝીયારા]**
*(ફરીથી ના)  તે તો રિકાહની મસ્જીદમા છે.* **[હવાલો અબ્દુલ્લાહ બીન રઝ્ઝાક]**
*નબી (સ) પોતે પોતાની કબરમાથી ઉઠ્યા અને મદીનાથી આવ્યા અને તેમના એક મોઅજીઝા વડે તેમનુ માથુ પોતાની સાથે દમાસ્કસથી મદીના લેતા ગયા. બીજી બધી વાર્તાઓ ખોટી છે.* **[કુતુબ રાવીન્દી કહે છે]**

*(અશક્ય!) સત્ય તો એ છે કે યઝીદે તેમનુ માથુ અનેક શહેરોમા લોકોને દર્શાવવા માટે રેલીઓ કાઢી હતી. આ પ્રક્રીયા દરમીયાન, તે અસ્કલાનમા પહોંચ્યુ. ત્યાના સરદારે તેને ત્યા દફન કરી દીધુ.*

*યઝીદે તે માથાને પોતાના ખજાનામા મુક્યુ હતુ. જ્યારે અબ્દુલ મલીકનો દિકરો સલમાન ગાદી પર બેઠો ત્યારે તેને ખબર પડી કે માથુ ત્યા છે. તેણે જોયુ કે માથુ ચોખ્ખી ચાંદીની જેમ ચમકતુ હતુ. પોતાની પાસે થોડો સમય રાખ્યા પછી, તેણે માથુ એક કપડામા વીંટાળ્યુ અને ખુબજ માન સાથે દફન કર્યુ હતુ.*

દફનનો સમય ૯૮ હીજરી નો હોવાનુ કહેવાય છે, એટલે કે કરબલાના થવાના ૩૭ વર્ષ પછી. અને આ ઘટનાઓની નોંધ સાવૈક અને તહ્ઝીબ દ્વારા સદીઓ પછી લખવામા આવી છે.

*(ના) ઉમર બીન અબ્દુલ અઝીઝે પોતાના રાજ વખતે માથુ કરબલામા દફન કર્યુ હતુ.*
*તહ્ઝીબુલ અહકામા એવુ પણ લખવામા આવ્યુ છે કે અબ્બાસી રાજાઓ હીજરી ૧૩૦ (ઈ.સ. ૭૫૦) મા સત્તા પર આવ્યા હતા. તેઓએ યઝીદનો ખજાનો લુંટ્યો હતો. એક સૈનીકને એક થેલો દેખાયો. જ્યારે તેણે થેલો ખોલ્યો, તેણે રેશમમા લપેટેલુ એક માથુ જોયુ. તેની ઉપર અરબીમા લખાયેલુ હતુ કે આ અલીના દિકરા હુસૈનનુ માથુ છે. ચુપચાપ, સૈનીકે જમીન તલવાર વડે ખોદીને માથુ દફન કરી દીધુ હતુ.*

સૈનીકે માથુ ચુપચાપ દફન કરી દીધુ હતુ પરંતુ તહ્ઝીબુલ અહકામના લેખક ઈબ્ને તુસીને આ વાતની ખબર પડી ગઈ એ પણ ૩૦૦ વર્ષ પછી, કદાચ માની શકીએ કે તે સૈનીકની આત્માએ તેમનુ કહ્યુ હોય. એ વાત પણ વાચકે ધ્યાનમા રાખવી જોઈએ કે આજ લેખકે સુલેમાન બીન અબ્દુલ મલીક્નુ પણ આ ઘટનામા વર્ણન કર્યુ છે.

*ઈબ્ને જૌઝી આ બધી વાતોનો છેદ ઉડાડી દે છે. તેમના મુજબ, મન્સુરને માથુ ઉમય્યાદના ખજાનામા એક પેટીમા તાળુ લગાવીને રાખેલુ મળ્યુ હતુ. તેણે તે દમાસ્કસમા દફનાવ્યુ હતુ. આ વાર્તામા રહેલી ખામીઓને પારખીને તે વખતના એક બીજા ઈતિહાસકાર મકરેઝીએ, બાકીની બધી વાર્તાઓને નકારી દીધી, અને પોતાનુ ગપ્પુ ચલાવ્યુ. તેણે લખ્યુ છે કે ધર્મયુધ્ધો વખતે, ખ્રિસ્તીઓના ડરથી, માથુ દમાસ્કસમા અસ્કલાન પાસે લઈ જવામા આવ્યુ હતુ. ત્યારબાદ ૮ જમાદિઉલ અવ્વલ હીજરી ૫૪૮ મા તેને ફરીથી ખોદીને કાઈરો લઈ જવાયુ હતુ. માથા માંથી કસ્તુરીની સુગંધ આવતી હતી અને તેમાથી તાજુ લોહી ટપકતુ હતુ !*

# રિવાયતોનો મર્મ

**૧૨.** કરબલામા સત્યનો શિરચ્છેદ થયો હતો. શીમારના ખંજરે ઈમામ હુસૈનનુ માથુ કાપી નાખ્યુ હતુ.
**[હવાલો નફસીલ મહમુમ]**

**૧૩.** પહેલા, એવુ કહેવાયુ હતુ કે તે શિમારની તલવારના ૧૨ ઘાથી કપાયુ હતુ ! **[નફસીલ મહમુમ]**

અને જ્યારે સત્યનો શિરચ્છેદ થયો હતો ત્યારે બધીજ કુરબાનીઓ વ્યર્થ થઈ ગઈ!

**૧૪.** અલ્લાહના રસ્તામા શહીદ થનારનુ માથુ ભાલા પર ઉંચે ચઢાવવામા આવ્યુ હતુ. તે જ ઘડી હતી જ્યારે સત્યનો શિરચ્છેદ થયો. **[શહીદ અલ ઈન્સાનિયત]**

જો એવુ જ હતુ તો જૌહર આવુ કહેવામા ખોટા હતા કે :

***હુસૈનની કતલ સાચેજ યઝીદની મોત હતી,***

***દરેક કરબલા ઈસ્લામને નવુ જીવન આપે છે!***

**૧૫.** બિબી શહરબાનોએ યુફ્રેટીસ નદીમા કુદીને આત્મહત્યા કરી લિધી હતી. **[મનાકીબ, ઈબ્નલ શહર અશોબ]**

**૧૬.** (અશક્ય!) બિબી શહરબાનો તો ઈમામ ઝૈનુલ આબેદીનના જન્મ વખતે મૃત્યુ પામી હતી. **[ઈસરારુલ શહાદત]**

**૧૭.** કિતાબ અલ ઈસરાર મુજબ, બિબી શહરબાનો ઈમામના ઘોડા પર બેસીને જબલ એ તુસી તરફ જતા રહ્યા અને તેમનો અંત કેવો હતો તે એક રહસ્ય જ છે.

પરંતુ ઈમામનો ઘોડો તો મૃત્યુ પામ્યો હતો !

**૧૮.** કરબલાના યુધ્ધકેદીઓના કાફલામા ૪૦ ઊંટોની કતાર હતી જેના ઉપર કેટલીક સ્ત્રીઓ અને કેટલીક ફાતીમાના વંશની સ્ત્રિઓ હતી. **[અશિર બહર]**

૪૦ ઊંટો બહુ વધારે કહેવાય આટલા ઓછા લોકોની સરખામણીમા!

**૧૯.** હુસૈનની દિકરી ફાતેમાએ કુફાના એક વ્યક્તીને કહ્યુ કે, *"તુ કુતરાની માફક બેસે છે, જેવી રીતે તારા બાપ બેસતા હતા."* **[મલ્હુફ પા. ૧૩૭]**

શુ મલ્હુફના લેખક ફાતીમા (જુનીયર) દ્વારા વાપરવામા આવતી ભાષાનો નમુનો રજુ કરે છે?

**૨૦.** ઈમામ ઝૈનુલ આબેદીને ઈબ્ને ઝીઆદને કહ્યુ હતુ કે, *"કોઈપણ અલ્લાહના હુકમ વગર મૃત્યુ પામતો નથી. મારા પિતા પણ અલ્લાહના હુકમથી મૃત્યુ પામ્યા હતા."*

અલ્લાહની ઈચ્છામા આવી અતુટ શ્રધ્ધા ધરાવનારને એ શોભે નહી કે તે ઈબ્ને ઝિઆદની સભામા શોક કરે.

**૨૧.** ઈમામ હુસૈનનુ માથુ કુફાના રસ્તાઓ ઉપર પ્રદર્શીત કરવામા આવી રહ્યુ હતુ. માથુ સતત આયતો પઢતુ હતુ અને કહી રહયુ હતુ કે, *"જુઓ કે કહફના અને રકીમના લોકોની બાબત અમારી નીશાનીઓમાથી છે."* લોકોએ કહ્યુ, *"ઓ નબીના દિકરા ! તમારી બાબત તો તેનાથી પણ વધારે આશ્ચર્યકારક છે* **અશીર બહર**

# <u>દરેક કબીલો હુસૈનની તલબ રહેશે... પરંતુ</u>

**૨૨.** ઈમામ હુસૈન અમને લોકોને અપવિત્ર લોકો કહેતા હતા. **[બની ઝિયાદનો ટોણો, નસિખુત તવારીખ]**

આગળ એવુ લખેલ છે કે ઈમામ હુસૈને તેમને કત્લ કરવા માટે તલવાર પણ કાઢી હતી.

૨૩. જ્યારે આ નિરાધાર કાફ્લો સિરીયામા પ્રવેશ કરી રહ્યો હતો ત્યારે, જેરોનમા આવેલા પોતાના ઘરના ઉપલા માળેથી યઝિદ આ નજારો જોઈ રહ્યો હતો. એક કાગડાએ કા કા કરી અને યઝિદ ખુશ થઈ ગયો. તે એક ધુન ગણગણવા લાગ્યો, *"મે નબી સાથે બદલો લઈ લિધો."* **[તઝકીરતુલ ખવાસ]**

તબીન નજફી, તઝકીરતુલ ખવાસના લેખકે તે કાગડાનો અવાજ સદીઓ પછી સાંભળી લિધો હશે!

૨૪. દમાસ્કસ તે દીવસે તહેવારની જેમ શણગારવામા આવ્યુ હતુ. **[કુમકામ]**

લોકો કેવી રીતે નબી (સ.)ના નવાસાની શહિદીની ઉજવણી કરી શકે!

૨૫. ઈમામનુ માથુ કુફાથી દમાસ્કસ લાવનારા ૫૦ લોકોમાથી એક માણસે કહ્યુ કે તેઓ માથાની આજુબાજુ શરાબ પીવાની હરિફાઈ કરતા હતા. એક અંધારી રાત્રે એવુ થયુ કે, સ્વર્ગના દરવાજા જોરથી ખુલ્યા, વિજળી અને કડાકા થતા હતા, આદમથી લઈને મુહમ્મદ સુધીના બધાજ નબીઓ ઉતર્યા, સાથે સાથે જીબ્રાઈલ અને બીજા હજારો ફરિશ્તાઓ પણ હતા. જીબ્રાઈલે પવિત્ર માથુ ઉચક્યુ, તેને છાતીએ લગાડ્યુ અને તેને ચૂંબન કર્યુ. અલ્લાહના બધાજ નબીઓએ [૧,૨૪,૦૦૦] આવુ જ કર્યુ. પોતાના નવાસાનુ માથુ જોઈને અલ્લાહના નબી ખુબ જ રડ્યા. બીજા નબીઓએ તેમને સાંત્વના આપી. **[નફસીલ મહમુમ]**

શુ એવુ ન થાય કે જીબ્રાઈલ માથાને સ્વર્ગમા લઈ જતા!

૨૬. પોતાની તઝકિરાહમા ઈબ્ને જૌઝી લખે છે કે, *"નબીના જન્મના ૫૦૦ વર્ષ પહેલા, એક પથ્થર ઉપર સીરયાની ભાષામા આયત કોતરાયેલી હતી કે જેના મુજબ એવા લોકો હશે જે હુસૈનને કતલ કરશે અને એજ સાથે એવી આશાપણ રાખશે કે તેમના નાના (નબી) પાસેથી સિફારીશ મેળવશે."*

ઈબ્ને જૌઝીએ એવુ નથી લખ્યુ કે કોણે આ પથ્થર જોયૌ હતો અને ક્યા, અને અત્યારે તે ક્યા છે (અથવા તો હતો) !

૨૭. જોશન નામના પહાડની પાસે, હુસૈનની એક પત્નીને ગર્ભપાત થઈ ગયો હતો. ત્યા નજીકમા કેટલાક લોકો કામ કરી રહ્યા હતા. તેણીએ આ લોકો પાસેથી પાણી માંગ્યુ. તે લોકો પાણી તો ન જ આપ્યુ પરંતુ તેની સાથે કઠોર વ્યવહાર પણ કર્યો. તેણીએ તેમને બદદુઆ આપી. તે પહાડમા તાંબાની ખાણ હતી. તે ખાણ તુટી પડી. **[મોજમીલ બલ્દાન]**

શા માટે તેણીની બદદુઆથી ઈબ્ને ઝીઆદનુ લશ્કર તબાહ ન થઈ?

૨૮. મક્તાતુલ હુસૈનમા રિવાયત છે કે, *"સિરીયાના બજારમા, હુસૈનના પવીત્ર માથાએ તસ્બીહની માળા પઢવાની શરુ કરી. તે કહી રહ્યુ હતુ કે તેમની શહિદી અને તેમનુ માથુ ભાલા વડે છેદાઈ જવુ એ તો તેના કરતા પણ વિચિત્ર વાત છે જે 'ગુફાના લોકો' સાથે થઈ."*

મુલ્લાહ આ બનાવટી વાર્તાને પોતાના ઈમાનને સ્ફુર્તી આપવા માટે વાપરે છે, જ્યારે ભણેલા જુવાનીયાઓ જ્યારે આવી વાત સાંભળે ત્યારે તેનો મઝાક ઉડાવે છે.

# યઝીદનો દરબાર

**૨૯.** યઝીદના હુકુમથી પવિત્ર માથા ઉપર એક કપડુ ઓઢાડી દેવામા આવ્ય હતુ. યઝીદ પોતાના દોસ્તો સાથે દારુની મહેફીલમા વ્યસ્ત થઇ ગયો હતો. તેણે માથાને સોનાની થાળીમા મુખ્યુ અને તેની ઉપર એક તકીયો મુક્યો. તેણે પોતાનો શતરંજનો પટ તકીયા પર મુક્યો. જ્યારે પણ યઝીદ પોતાના દોસ્તોથી જીતી જતો, તો તે ત્રણ પ્યાલા દારુ પીતો અને ચોથો પવિત્ર માથા પાસે ઢોળી દેતો. તે કહેતો રહ્યો, *"આ બદરનો બદલો છે."*

**૩૦.** યઝીદે ઈમામ ઝૈનુલ આબેદીનને કુરાનની આ આયત પઢીને સંભળાવી કે, *"તમને જે તકલીફોનો સામનો કરવો પડે છે તે તમારા જ ખોટા કાર્યોનુ પરીણામ છે."* ઈમામ ઝૈનુલ આબેદીને કહ્યુ કે, *"આ આયત અમારી માટે ન હતી".*
**[અકદુલ ફરીદ]**

કુરાનની આયતો દરેક વ્યકતી માટે માર્ગદર્શક છે!

**૩૧.** યઝીદે પુછ્યુ, *"તારા માટે કઈ આયત ઉતરી છે?"* ઈમામે જવાબ આપ્યો, *"તમારી બધી જ કમનસીબીઓ પહેલેથી જ ભાગ્યમા લખાયેલી હોય છે. તેથી અમે એવા લોકો છીએ જે પોતાના મૃત્યુ પામેલાઓની પાછળ શોક નથી મનાવતા."* **[તફસીર કમ્મી]**

જોયો તમે વિરોધાભાષ ? સદીઓથી શોક મનાવો અને રડવુ આ મુલ્લાઓ અને તેમની પાછળ ચાલનારાઓની જીંદગીનો આવશ્યક ભાગ છે.

વાંચકો, શુ આટલી બધી શોક મનાવવાની અને રોકકળ કરવાની વાતો જે આ પુસ્તકોમા નબી અને તેમના વંશજો વીષે લખાયેલી છે, તેમની પ્રતીષ્ઠાને નુકશાન નથી કરતી? શુ ૧૩ સદીઓથી થતુ માતમ અને શોક એ પોતે જ ઈમામના હુકમની વિરુધ્ધ નથી? શુ દુનીયામા બીજા કોઇ ધર્મના લોકો છે કે જે માતમ અને શોકને ઈબાદત સમજે છે?

જેવુ કે અલ્લામા ઈકબાલે કહ્યુ હતુ,

***એ લોકો યુરોપના મહેલોમા થતી મોજમજાની દોડ્ધામ જુઓ,***

***અને ઈરાનમા શોકમા કુટાતી છાતીઓ પણ જુઓ!***

**૩૨.** યઝીદના હુકમથી ઈમામ હુસૈનનુ માથુ તેના મહેલના દરવાજા પર લટકાવામા આવ્યુ હતુ અને તે પછી ૪૦ દિવસ સુધી જામીયા મસ્જીદના મીનારા પર. **[નફ્સીલ મહમુમ]**

અને લાખો લોકો બસ ચુપચાપ આ તમાશો જોતા હતા. આ કેવી રીતે શક્ય છે?

**૩૩.** ઘરની કે સ્ત્રી, હિન્દ બીન્તે અબ્દુલ્લાહ બીન અમીરએ ઈમામ હુસૈનનુ ઘર છોડીને યઝીદની પત્ની બની ગઈ.
**[અશીર બહર]**

આતો ઈમામ હુસૈનની પ્રતીષ્ઠા પર બહુ નુકશાન કારક છે!

# બીમાર ઈમામ ઝૈનુલ આબેદિન

**૩૪.** યઝીદે એક સીપાહીને હુકમ આપ્યો કે તે ઈમામ ઝૈનુલ આબેદિનને એક બગીચામા લઈ જાય, તેમનુ કતલ કરી નાખે અને તેમને ત્યા દફ્ન કરી દે. તે ઈમામને લઈને બગીચામા ગયો અને પોતાની તલવાર વડે કબર ખોદી. તે ઈમામને કતલ કરવાની અણી ઉપર જ હતો કે એક અદ્રશ્ય હાથે તેને એટલી જોરથી લાફો માર્યો કે તે મરી ગયો અને તે જ કબરમા જાતે જ દફ્ન થઈ ગયો. **[તઝલ્લુમુઝ ઝહરા]**

શા માટે આવા ચમત્કાર કરબલાના મેદાનમા ન થયા?

**૩૫.** ઈમામ ઝૈનુલ આબેદીન ફક્ત ૨૩ વર્ષના જ હતા જ્યારે કરબલાની ઘટના બની. ઈતિહાસકારો નોંધે છે કે તેઓએ પોતના પિતા પર થયેલા અત્યાચારને લિધે ૪૦ વર્ષ સુધી રડ્યા હતા. આ થયા ૬૩ વર્ષ પુરા.

મલ્હુફ નોંધે છે કે તેમનુ જન્મનુ વર્ષ હતુ ૩૮ હીજરી અને તેમની શહીદીનુ વર્ષ હતુ ૯૫ હીજરી. જો તે ૫૭ વર્ષ જ જીવ્યા તો પછી કેવી રીતે ૬૩ વર્ષ સુધી રડતા રહ્યા? અને જો તે ૪૦ વર્ષ સુધી રડ્યા તો તેમના ઈમામ તરીકેના રુત્બાનુ શુ થયુ! વાંચકો જાતે જ નિર્ણય લઈ શકે છે કે વાતો નો મેળ બેસે છે કે નહી.

**૩૬.** અવુ બન્યુ કે, અલી ઈમામ હુસૈનના દિકરા(ઝૈન) રણ તરફ ઉપડ્યા. તેમના ગુલામે તેમનો પીછો કર્યો. તેણે તેમને ખુબ જ જોરથી રોકકળ કરતા સાંભળ્યા. ગુલામ તેમને સાંત્વના આપવા ગયો અને પુછ્યુ કે શુ આ શોક અને રોકકળ ક્યારેય પુરુ થશે? તેમણે કહ્યુ કે યાકુબના ૧૨ દિકરાઓ હતા. તેમાનો એક યુસુફ તેમની હાજરીથી દુર થોડી વાર સુધી હતો અને જીવતો હોવા છતા પણ, તેઓ દિકરાની યાદમા રડી રડીને લગભગ આંધળા થઈ ગયા હતા. બીજીબાજુ, મે પોતે, મારા પિતા, ભાઈ અને બીજા મળીને મારા ઘરના ૧૭ લોકોને મરેલા જોયા હતા. તેથી મારુ રડવુ બંધ નથી થઈ શક્તુ. **[મલ્હુફ]**

આ વાર્તા એક સામાન્ય ઈમાનવાળ ઉપર કાઈ સારી અસર નહી પાડે, ઈમામ જેવા દર્જા વાળા માણસની તો વાત જ જવાદો. તેઓ, ધીરજ અને દ્રઢતાના ચમકદાર ઉદાહરણો, પોતાની જીંદગીઓ આવી રીતે રોકકળમા પસાર જ ન કરી શકે.

## ચેતવણી :

## લેખકની બધી જ ટીપ્પણીઓ ઈસ્લામના માનનીય વ્યકતીઓને લગતી નથી પરંતુ ઈતિહાસકારોને લગતી છે. હઝરત અલી, ફાતીમા, હસન અને હુસૈન (ર.અ.) દરેક માટે અમોને ઊંડો આદરભાવ અને માન છે.

# <u>પ્રકરણ ૯</u>

# <u>કેટલાક આગળ પડતા પાત્રો</u>

હવે આપણે સત્ય તરફ આવીએ. આપણે એ વાત દિમાગમા રાખવાની છે કે આપણને નાનપણથી જે કોઈપણ પ્રકારની માન્યતાઓ બતાવવામા આવી છે અને જે પણ રિવાયતો આપણે વાંચી છે કે સાંભળી છે, તે આપણી અંતર મનની સાથે તેના એક ભાગની જેમ ચીપકી ગઈ છે, અને આપણી લાગણીઓ સાથે ભેળસેળ થઈને જોડાઈ ગઈ છે. તેથી લોકો સામાન્ય રીતે કોઈપણ એવી વાત જે તેમની માન્યતાઓથી વિરોધી હોય તેને સાંભળતા નથી અને ગુસ્સે થઈ જાય છે. મુલ્લાહ તો તમને કાફીર જ જાહેર કરી દેશે. આ જ કારણ છે કે હુ અહી ભયસુચક ચિન્હ કેવુ કે લાલ રંગનુ સ્ટોપ સાઈન લગાવવા માંગુ છુ.

આ ચેતવણી પછી, એવાજ સ્ત્રી પુરુષો એ મારી સાથે રહેવુ જોઈએ જેમની પાસે સત્ય સાંભળવાની નૈતીક હીમ્મત છે, ગમે તેટલુ વિચિત્ર હોય. કવિના શબ્દોમા કહીએ તો :

***અફસોસ, સેંકડો હજરો વાતો હતી કહેવા જેવી કે જે,***

***અવ્યવસ્થા સર્જવાની બીકે કહ્યા વગર રહી ગઈ !***

**છતાપણ, કુરાન પ્રમાણે, વિદ્‌વતામા સત્ય છુપાવવુ, જ્યારે કે તે શોધાઈ ચુકાયુ હોય, એ બહુ મોટો ગુનોહ છે. (૨:૧૪૦)**

તો હવે શરુઆતમા, હુ નીચે લોકોના જાણ ખાતર, કેટલાક પાત્રોની મૃત્યુનુ વર્ષ જણાવી રહ્યો છુ:

| નામ | મૃત્યુનુ વર્ષ, હીજરી સન | ઈ.સ. |
|---|---|---|
| માનનીય નબી મુહમ્મદ (સ.) | ૧૧ | ૬૩૨ |
| હઝરત અબુ-બકર સિદ્દીક | ૧૩ | ૬૩૪ |
| હઝરત ઉમર ફારુક | ૨૩ | ૬૪૪ |
| હઝરત ઉસ્માન | ૩૫ | ૬૫૬ |
| હઝરત અલી ઈબ્ન અબી તાલીબ | ૪૦ | ૬૬૦ |
| હઝરત મુઆવીયા (પહેલા બનુ ઉમય્યાદ્‌ના રજા) | ૬૦ | ૬૮૦ |
| યઝીદ બીન મુઆવીયા | ૬૪ | ૬૮૩ |

# ૧૨ શિયા ઈમામો

| ક્રમ | નામ | મૂત્યુનુ વર્ષ, હીજરી સન | ઈ.સ. |
|---|---|---|---|
| ૧ | અલી ઈબ્ન અબી તાલીબ | ૪૦ | ૬૬૦ |
| ૨ | હસન બીન અલી | ૪૯ | ૬૭૦ |
| ૩ | હુસૈન બીન અલી | ૬૧ | ૬૮૦ |
| ૪ | ઝૈનુલ આબેદીન બીન હુસૈન | ૯૫ | ૭૧૨ |
| ૫ | મુહમ્મદ બાકીર બીન ઝૈન | ૧૧૭ | ૭૩૧ |
| ૬ | જાફર સાદીક બીન બાકીર | ૧૪૮ | ૭૬૫ |
| ૭ | મુસા કાઝીમ બીન જાફર | ૧૮૨ | ૭૯૯ |
| ૮ | અલી રઝા બીન મુસા કાઝીમ | ૨૦૦ | ૮૧૮ |
| ૯ | મુહમ્મદ જવાદ તકી બીન રઝા | ૨૨૦ | ૮૩૫ |
| ૧૦ | અલી હાદી નકી બીન તકી | ૨૫૪ | ૮૬૮ |
| ૧૧ | હસન અસ્કરી બીન નકી | ૨૬૦ | ૮૭૪ |
| ૧૨ | અબુલ કાસીમ મુહમ્મદ અલ-મુન્તઝર ઈમામ ઉઝ જમાન અલ મહદી (જો કદાચ પેદા થયા હ્તા તો) | ચોક્કસ સમય ખબર નથી. ૨૫૪ કે ૨૫૫ હીજરીમા પેદા થયા હતા અને ૪ કે ૫ વર્ષની ઉંમરે ઈરાકમા સમેરાની ગુફામા ગાયબ થઈ ગયા હતા. ૨૬૦ હીજરી = ૮૭૮ ઈ.સ. | |

હવે આપણે આપણા ઈતિહાસકારો કે જેમણે પહેલા વહેલા કરબલા સહીત ઈતિહાસ લખવાની શરુઆત કરી હતી તેમનો કાળ જોઈએ. હદીષના લેખકો ઈતિહાસના લેખકો કરતા અલગ હોવા છતા, બંને ટોળકીઓએ એકબીજાના લેખોનો ઉપયોગ કર્યો છે. આવી પુસ્તકોનો જથ્થાનુ પરીણામ કાઈ નહી પરંતુ ભેળસેળ આવ્યુ હતુ, ઉદાહરણ તરીકે, હદીષની પુસ્તકોમા ઈતિહાસ મળે છે અને તેવુ જ ઈતિહાસની પુસ્તકોમા હદિષો. આ વાતમા પોતાની જાતે કોઈ ખોટ નથી. પણ મુસીબત તો ત્યા થાય છે કે જ્યારે એક જ વાત વિષે બંને પ્રકારની પુસ્તકોમા વિરોધાભાષ જોવા મળે છે કારણ કે તેઓ ફક્ત મોઢે સાંભળેલી વાતો પર બનેલી છે. ફલાણાએ ફલાણા પાસેથી અને તેણે બીજા પાસેથી અને તેણે ફલાણા પાસેથી સાંભળ્યુ જેણે કોઈકે કહ્યુ હતુ વગેરે વગેરે. પછી આવે છે તે વ્યક્તી કે જેણે હદીષ કહી હતી તેનુ વર્ણન અને પૃથક્કરણ તેના વ્યકતીત્વનુ અને તેની સત્યતાની ચકાસણી. એની ઉપર પાછુ ઈતિહાસ અને હદીષના લેખકો એ પણ લખે છે કે રીવાયત કરનાર વ્યક્તીઓએ એવુ પણ કહ્યુ હતુ ઘણી જગ્યાએ કે તેઓ પોતે આ વાતો પર ચોક્કસ નથી.

## હવે આપણે ઈતિહાસકારો અને હદીષના લેખકોની મૃત્યુના વર્ષ જોઈએ :

| <u>નામ</u> | <u>મૃત્યુનુ વર્ષ</u> |
|---|---|
| ઈમામ ઈબ્ન જરીર તબારી<br>સૌથી પહેલા કુરાનની તફસીર કરનારોમાથી તેમન સૌથી પહેલો ઈતિહાસ લખનાર | ૩૧૦ હીજરી ૮૭૦ ઈ.સ. |
| <u>હદીષના સુન્ની ઈમામો</u> | |
| ઈમામ મુહમ્મદ ઈસ્માઈલ બુખારી | ૨૫૬ હીજરી ૮૭૦ ઈ.સ. |
| ઈમામ મુસ્લીમ બીન હજ્જાજ અલ કાશીરી | ૨૬૧ હીજરી ૮૭૫ ઈ.સ. |
| અબુ અબ્દુલ્લાહ ઈબ્ન યઝીદ ઈબ્ન માજાહ | ૨૭૩ હીજરી ૮૮૬ ઈ.સ. |
| સુલેમાન અબુ દાવુદ | ૨૭૫ હીજરી ૮૮૮ ઈ.સ. |
| ઈમામ અબુ મુસા તિર્મીઝી | ૨૭૯ હીજરી ૮૮૩ ઈ.સ. |
| ઈમામ અબ્દુર રહમાન નિસાઈ | ૩૦૩ હીજરી ૯૧૫ ઈ.સ. |
| <u>હદીષના શીયા ઈમામો</u> | |
| શૈખ મુહમ્મદ બીન યાકુબ બીન ઈશાક અલ કાલીની | ૩૨૯ હીજરી ૯૪૧ ઈ.સ. |
| શૈખ સદ્દુક અબુ જાફર બીન અલી તબરાસી | ૩૮૧ હીજરી ૯૯૩ ઈ.સ. |
| શૈખ અબુ જાફર મુહમ્મદ ઈબ્ને હસન તુસી | ૪૬૦ હીજરી ૧૦૭૧ ઈ.સ. |
| <u>ફિકહાના ઈમામો</u> | |
| ઈમામ મલીક બીન અનસ | ૧૭૯ હીજરી |
| ઈમામ અબુ હનીફા | ૧૫૦ હીજરી |
| ઈમામ અહમદ બીન હંબલ | ૨૪૧ હીજરી |
| ઈમામ શાફી | ૨૦૪ હીજરી |

મુલ્લાહ જલાલુદ્દીન રુમીએ ફિકહાના ઈમમઓ વીષે લખ્યુ હતુ કે :

*સાચા ઈમાનના તે લોકોએ ૪ ટુકડા કરી નાખ્યા,*

*તેઓએ રસુલના દીનમા તીરાડ પાડી નાખી.*

આગળ મુલ્લા રુમી લખે છે કે :

*સહાબીઓ દુનિયાના પ્રેમમા એવા જકડાઈ ગયા હતા કે,*

*તેમણે રસુલને દફન કર્યા વગર છોડી દીધા હતા.*

## વ્યક્તીઓના નામ" નુ ગુચવણ ભર્યુ વિજ્ઞાન   અસ્મા ઉર રીજાલ

ઉપર આપણે જોયા ઈતિહાસ અને હદીષોના ગુરુઓના નામો  અહી એક વાત નોંધવા જેવી છે કે મુસ્લીમોનો ઈતીહાસ સૌથી પહેલા તબારીએ લખ્યો હતો એ પણ નબીના મૃત્યુની ત્રણ સદીઓ પછી અને કરબલાની ઘટનાની બે સદીઓ પછી.  અને, તેની પાસે કોઇ હવાલો ન હતો.

શીયાઓના તરફથી, પહેલો ઈતિહાસ ઈમામ કાલીની દ્વારા લખવામા આવ્યો હતો, એ પણ તબારી કરતા પણ મોડા, એટલે કે હીજરીની ૪થી સદીની શરુઆતમા અને કરબલાની ઘટનાની અઢી સદી પછી.  તબારી કે કાલીની, બંનેવે સાંભળેલી વાતો જ લખી હતી, *"પેલાએ કહ્યુ કે ફલાણાએ તેને આવુ અને તેવુ કહ્યુ હતુ કે જેણે બીજા ઢીમકા પાસેથી સાંભળ્યુ હતુ..."*

વાચકો, અમે મુસ્લીમો એક વિચિત્ર ખુબી વાળા છીએ.  અમે એ વાતમા પણ ગર્વ લઈએ છીએ જેના ઉપર શરમ આવવી જોઈએ!  આપણને જે કૌભાંડ ઉપર શરમ આવવી જોઈએ તે છે બહુ કહેવાતુ **"અસ્મા ઉર રીજાલ"**.  મુલ્લાઓ પોતાની છાતીઓ ઠોકીને દાવો કરે છે કે મુસ્લિમોએ પોતાન પોતે જાતે બની બેઠેલા ઉલમાઓના **૫,૦૦,૦૦૦** નામો સાચવી રાખ્યા છે.  કલ્પના કરો બાસ્કેટ્બોલ કે વોલ્લીબોલની એક રમતની જેમા **૫,૦૦,૦૦૦** ખેલાડીઓ એકબીજા તરફ દડો ફેંકી રહ્યા છે એ પણ કોઇ નેટ કે અંપાયર વગર!  બ્રિટનના ડો. જેમ્સ ગીબ્સ અને ઓસ્ટ્રિયાના ડો. હેનરી સ્પ્રીંગરે મુસ્લીમોના આ ચમત્કાર ઉપર હુમલો કરે છે.  તેઓ કહે છે કે,  આ મુસ્લિમો એક જીવંત પુસ્તક ધરાવે છે પરંતુ, પોતાની મસ્જીદોમા, મદરસાઓમા અને ખાનકાહોમા બેસીને, તેઓ જુની પુરાણી ઈતિહાસની પુસ્તકોના દડા એકબીજા તરફ ફેંક્યા કરે છે.  આ **૫,૦૦,૦૦૦** કહેવાતા ભુતીયા ખેલાડીઓ જ મુસ્લીમોમા ફિરકાવાદ માટે જવાબદાર છે.  ડો. ગીબ્સ કહે છે કે, એ વાત બહુ નવાઇની છે કે મુસ્લીમો હજુ સુધી ફક્ત ૧૫૦ ફિરકામા વહેંચાયા છે  અને ન કે **૫,૦૦,૦૦૦!** જો હીંદુઓમા **૩૩ કરોડ** ભગવાનો હોઇ શકે છે, તો મુસ્લીમોમા **૫,૦૦,૦૦૦** ફિરકા કેમ ન હોઇ શકે?

# આપણા ઈતિહાસકારો

આ વાત નોંધપાત્ર છે કે આપણા ઈતિહાસકારો, કે જે સેંકડો છે, બધા જ તબારી અને કાલીનીના વખતના કે તે પછીના છે. એકપણ તેના પહેલાના નથી ! જો તમને એવો સવાલ થતો હોય કે મુસ્લીમોના સુવર્ણયુગ દરમીયાન લખાયેલા ઈતિહાસનુ શુ થયુ, તો તમને એક હચમચાવી નાખતો જવાબ મળશે! હીજરી સન ૧૬૫ મા જ્યારે અબ્બાસી ખલીફા હારુન અલ રશીદે ઈમામ અહમદ બીન હંબલને તેમના મતને આધાર આપતા પુરાવા વિષે સવાલ કર્યો તો તેઓ એક કાગળનો ટુકડો પણ ન બતાવી શક્યા. ઈમામ અહમદને કુરાન નીર્મીત વસ્તુ છે કે નહી તેની નકામી ચર્ચામા સાટકા મારવાની સજા મામુનુર રશીદ દ્વારા આપવામા આવી, પરંતુ તેમણે રાજાશાહીને બીન ઈસ્લામીક જાહેર ન કરી. જેમ જેમ સમય પસાર થયો, રાજાશાહી તાકત વધતી રહી. જેવી રીતે ઈમામ અબુ યુસુફ કે જે ઈમામ અબુ હનીફાના શીષ્ય હતા તેમણે ન્યાયાલયમા કાયદા નીષ્ણાતનુ (ફાકીહ) પદ બનુ ઉમય્યાદના રાજમા મેળવ્યુ હતુ, એજ રીતે તબારીએ પોતાના મુળીયા ખલીફા મોટામીદના ન્યાયાલયમા ૨૭૦ હીજરીમા રોપી દીધા હતા. ઈમામ ઈબ્ન જરીર બીન યઝીદ બીન તબારી (તેના દ્વારા દત્તક લેવાયેલુ નામ), ખલીફા અલ્મુક્તદીર બીલ્લાહ દ્વારા અપાતા બધાજ હુકમો સાચા કે ખોટાનો અમલ તેની મૃત્યુ સુધી એટલે કે ૩૧૦ હીજરી સુધી વગર સવાલ કરે કર્યો. કેટલીક ઈતીહાસની પુસ્તકોમા તેનુ સાચુ નામ ઈબ્ન જરીર બીન રુસ્તમ ઈબ્ન તબારી હોવાનુ અને તે પારસી હોવાનુ લખેલ છે. દા.ત. કિતાબુલ ઈસ્તકામત પા.૧૩૭. તેના લીધે જ આજ સુધી ગુચવણ ભરી વાતો તેના વીષે કહેવાય છે કે તે શીયા હતો કે સુન્ની કે ખારીજી કે રાફીઝી. (યાકુત મુહમ્મદીની મુઅજ્જમીલ આદબ્બા ૩૦૨ હીજરી). એવી અફવા પણ જાણવા મળે છે કે યઝીદનો દીકરો તબારી અને રુસ્તમનો દીકરો તબારી બંને અલગ અલગ વ્યક્તીઓ હતા, છતા બંને ઈતિહાસકારો હતા, અને બંનેનો જન્મદીવસ પણ એક જ હતો, બંનેવનુ મૃત્યુ પણ એક જ દીવસે થયુ હતુ અને બંને એક જ શહેરમા રહેતા હતા, અને બંને એક જ ઘરમા રહેતા હતા. બંને એક સરખા જ દેખાતા હતા અને એક સરખા જ કપડા પહેરતા હતા! (વાહ!)

# મુલ્લાહો અને રાજાઓનુ મંડળ

ટૂંકમા, ખલીફા મુક્તદીર બીલ્લાહ ના રાજમા, રાજવી પ્રતીનીધીઓ મક્કાહ, મદીનાહ, દમાસ્કસ, કાદીસીઆ, કુફા અને બીજા કેંદ્રીય શહેરોમા મોકલવામા આવ્યા હતા. પુસ્તકાલયોના પુસ્તકોનો નાશ કરવામા આવ્યો હતો અને તેમની જગ્યાએ સત્યમા જે ઈસ્લામના મુજરીમો હતા તેમના દ્વારા લખવામા આવેલી પુસ્તકો મુકવામ આવી હતી. સવાલ ઉભો થાય છે કે, કેવી રીતે તબારી અને બીજા તેના જેવા આલીમોએ આટલી બધી તાકત મેળવી. તમને એ જાણીને ખુબ જ નવાઇ લાગશે કે છ કહેવાતા સહીહ સિત્તાના સુન્ની મુઅલ્દ્દીષો, બુખારી, મુસ્લીમ, અબુ દાવુદ, ઈબ્ન માજા, તિર્મીજી અને નીસાઇ બધાજ મુસ્લીમોએ હરાવેલા પર્શીયાના હતા. એજ પ્રમાણે શીઆઓના મુહદ્દીષો કોણ છે, જેમ કે શૈખ સદ્દુક, જાફર તુસી અને અબુ અલિ તબરાસી બધાજ પર્શીયાના વંશમાથી હતા. **( એક પણ તેમાથી અરબ ન હતો!)**

## અબુ મુસ્લીમ ખુરાસાની :

પર્શીયનોએ ઈસ્લામની શરુઆતના તબક્કામા સરકારમા ઘણી મજબુત પદવીઓ પર હતા અને એ પણ એટલા માટે નહી કે અબ્બાસીઓની શાસનપધ્ધતી અંદરથી ખવાઇ રહી હતી. સાચુ તો એ છે કે અબ્બાસી રાજ્યના સ્થાપક એકદમ પાકકા પારસી હતા. ૧૨૯ હીજરી સુધીમા તો, બનુ ઉમય્યાદના છેલ્લા રાજાની અયોગ્યતા અને પારસીઓના

કાવતરાઓને લીધે, ખોરાસાનના લોકોમા અશાંતી મુળીયા કરી ગઈ હતી. મોટા ભાગના લોકો ઈચ્છતા હતા કે મુહમ્મદ બીન અલી બીન અબ્દુલ્લાહ બીન અબ્બાસને ખલીફા બનાવે. ઈમામ ઝૈનુલ આબેદીનની જેમ તેમના દીકરા ઈમામ બાકીર અને પછી તેમના દીકરા ઈમામ જાફર સાદીકે રાજકીય મેદાનમાથી સન્યાસ લઈ લીધો હતો. અબુ મુસ્લીમ ખોરાસાનીનુ સારુ નસીબ, કે મર્દન બીજો, કે જે મર્દન બીન હાકેમનો દીકરો હતો તે અસમર્થ રાજા નીવડ્યો.

અબુ મુસ્લીમને પોતાના માટે જગ્યા મળી ગઈ. ઈમામ મુહમ્મદ બીન અલી ૧૨૬ હીજરીમા મૃત્યુ પામ્યા. તેમના દીકરા ઈબ્રાહીમને ઈમામ જાહેર કરવામા આવ્યા. અબુ મુસ્લીમ ખોરાસાનીએ ઈમામ ઈબ્રાહીમને ખોરાસાનમા રહેતા બધાજ આરબોને મારી નાખવા મનાવી લીધા. આ કાવતરુ ખુલ્લુ પડી ગયુ. મર્દન બીજાએ ઈબ્રાહીમને જેલમા નાખી દીધા અને પછી કતલ કર્યા. તેમનો ભાઈ ઈમામ અબુલ અબ્બાસ આગળ જતા ઈમામ બન્યા. અબુ મુસ્લીમનુ મુખ્ય લક્ષ્ય જ એ હતુ કે મુસ્લીમોમા સામાન્ય રીતે અને ખાસ કરીને આરબોમા એક કેંદ્રિય રાજ્ય વ્યવસ્થા બનતા રોકવી. તેથી હીજરી ૧૩૨મા અબુ મુસ્લીમ અને ઈમામ અબુલ અબ્બાસના ભેગા લશ્કરે ઉમય્યાદ શાસનનો ખાતમો બોલાવી દીધો. મર્દન બીજો માર્યો ગયો. બનુ ઉમય્યાના બાળકો અને સ્ત્રિઓ સીવાય બધાને જ કતલ કરી નાખવામા આવ્યા. ફક્ત એક રાજકુમાર અબ્દુર રહમાન અન્દલુસીયા (સ્પેન) ભાગવામા સફળ રહ્યો. અબુ મુસ્લીમના હાથમા સત્તા આવી જવાન ડરથી, અબુલ અબ્બાસે તેને મરાવી નાખ્યો, છતા ફારસીઓ અબ્બાસી રાજ્યની શરુઆતમા ઘણા તાકતવર રહ્યા. સાચુ જુઓતો, ૧૨૯ થી ૧૩૨ હીજરી સુધી ફારસીઓએ સીધે સીધુ મુસ્લીમો ઉપર રાજ કર્યુ હતુ.
**[તારીખે ઈસ્લામ, ડો. હમીદુદ્દીન]**

## <u>હારુન રશીદ અને બરમકાહ :</u>

પારસીઓની આ ચઢતી ૨૦૦ વર્ષ સુધી રહી, તેમનો પ્રભાવ, જોકે છુપો હતો, એટલો બધો હતો કે હારુન રશીદ પણ પોતાને તેમની સામે લાચાર પામતા હતા. શુ તમને ખબર છે કે હારુન રશીદ પોતે એક ઈરાની સ્ત્રિ ખેઝરાનના દીકરા હતા? બરમકાહ ખરેખર તો ઈરાની હતા અને હારુન રશીદના રાજ્યના મહત્વના સ્તંભો હ્તા. મોટાભાગના ઈતિહાસકારો એ વાત માને છે કે હીજરી ૧૮૭મા હારુન પાસે આજના તુર્કી અને સાયપ્રસ અને પછી કોન્સ્ટન્ટીનોપલ (ઈસ્તંબુલ) જીતવાની સારી તક હતી. આમછતા પારસી બરમકીઓએ તેમને **"અરબીયન નાઈટ્સ"**ની વાર્તાઓમા, ખુશીમા અને મોજમજામા વ્યસ્ત રાખ્યા હ્તા. હારુનના મંત્રી ખાલીદ, યાહ્યા, ફઝલ અને જાફર બધા જ બરમકી જ હતા. ન્યાયલયોમા તેમણે અરબીની જગ્યાએ ફારસી ભાષા લાગુ કરી હતી. એ વાત બહુ અચરજ પમાડે છે કે એ હારુનનુ જ રાજ હતુ જ્યારે ઈદની જગ્યાએ પારસીઓના તહેવાર નવરોઝની ઉત્સાહ પુર્વક ઉજવણી શરુ થઈ હતી.

હવે સવાલ એ છે કે કેવી રીતે તબારી, કાલીની, ઝહરી, ઈબ્ન ઈશાક, તીરમીઝી, સદૂક, ઈબ્ને સાદ અને વાકીદી વગેરે જેવા લોકોને આટલી બધી સત્તા આપવામા આવી? તેઓ ફક્ત રાજા તરફથી ખાસ છુટછાટો જ નહી પરંતુ લેખનકળા પર પણ તેમનો જ ઈજારો હતો. અને આ બધાની બદલામા તેઓ એવો દાવો કરતા હતા કે રાજા તો અલ્લાહનો દુનીયા પરનો પડછાયો છે અને એવી હદીષો, ઈતિહાસ અને કુરાનની તફસીરો ઉપજાવી કાઢતા હતા જે રાજાશાહીને, મહેલોને, હરમોને (જનાનખાનાઓ) અને બીજી બધી જ રાજાશાહી ઠાઠમાઠને કાયદેસર બતાવતા અને પ્રોત્સાહન આપે.

દા.ત.: શાહ અબ્દુલ અઝીઝ દહેલ્વી (મૃત્યુ હીજરી ૧૨૨૯) એ પોતાના લખાણમા એક ઉદાહરણ આપ્યુ હતુ. એક દીવસ ખલીફા મહેંદી અબ્બાસી કબુતર ઉડાવી રહ્યા હતા. ગૈસ બીન મમુન મુહદ્દીસે આ જોયુ અને કહ્યુ, *"રસુલે કહ્યુ હતુ કે તીરંદાજી, ઘોડે સવારી અને કબુતર ઊડાવવા એ ઈમાનવાળાની મોટાઈ દર્શાવે છે."* મુશ્કેલ એ છે કે જે હદીષનો હવાલો આપવામા આવ્યો છે તેમા કબુતર ઉડાવવાની નહી પરંતુ ઊંટની દોડની વાત છે!

પરીસ્થીતીની વિપરીતતા : આ એક બહુ મોટો અત્યાચાર છે કે જ્યારે **"મૌલાના"** મૌદુદી, ૨૦મી સદીના ખ્યાતી પામેલા લેખકે એવી ખોટી રજુઆત કરી, કે તેમણે લખ્યુ કે, *"જો આપણે આપણા ઈતિહાસ પર જ શક કરવાનુ શરુ કરી દઈશુ તો આપણી પાસે શુ બચશે?"* **[મઝહબી દાસ્તાને પા. ૨૯]**

ખલીફા હારુન રશીદ પાસે એક જબરદસ્ત રાજ્ય અને તે સમયની સૌથી મજબુત લશ્કરી તાકત હતી. તેમણે બહુ સહેલાઈથી બાઈઝંટાઈન કબ્જે કરી લીધુ હોત, અરે આખે આખુ રોમન રાજ્ય પણ. જો તેમણે આ કામ કર્યુ હોત, તો ક્યારેય ક્રુસેડ્સ (મુસ્લિમો અને ખ્રિસ્તીઓના ધર્મયુધ્ધો) થયાજ ન હોત અને ઈસ્લામે આખે આખુ યુરોપ પોતાની મહાનતાથી જીતી લીધુ હોત.

## બીજો એક ઠગ :

ચલો હવે આપણે ઈબ્ને શાહબ ઝહરીની પરીસ્થીતી જોઈએ. હુજ્જતુલ્લાહ અબ્દુલ કાદીર, અલી અલ કાદીરી અલમુસાવી, મિઝાનુલ ફારીસના લેખક કહે છે કે આ વ્યક્તી હીજરીની બીજી સદીમા જ મૃત્યુ પામ્યો હતો અને તેનુ અસલી નામ ઈબ્ને શાહબ તુસી હતુ. તે એવા લાખો લોકોમાનો હતો જે લોકોએ, જ્યારે અરબોએ પર્શીયા જીત્યુ હતુ ત્યારે, સ્થળાંતર કરીને ઈરાકી શહેરો કુફા, બસરા અને બઘદાદ વગેરેમા સ્થાયી થયા હતા. મોટા ભાગની ઈતિહાસની પુસ્તકોએ તેને શીયા પંથનો બીજો સ્થાપક ગણાવ્યો છે. (પહેલો હતો અબ્દુલ્લાહ બીન સબા, કે જે યહુદી હતો.)

અલ્લામા તમન્ના ઈમાદી દ્વારા લખાયેલ પુસ્તક **'ઈમામ ઝહરી અને ઈમામ તબારી, તસ્વીરની બીજી બાજુ'** મા લખે છે કે ઝહરીનો ફાળો શીયા અને સુન્ની દરમીયાનના દરેક ભેદભાવ કે જે આજે જોવા મળે છે તેમા ખુબ જ આગળ પડતો છે. તે હદિષો ઉપજાવી કાઢતો હતો અને પછી તે ભ્રામક માહિતી ફેલાવતા કેન્દ્રો દ્વારા આખા મુસ્લીમ રાજ્યમા ફરી વળતી હતી. કેટલાક શીયા ઉલેમાઓએ તેને શીયા હોવાની વાતને સમર્થન આપ્યુ છે, બીજા કેટલાક તેને સુન્ની ગણે છે. **[મુફ્તી મુહમ્મદ તાહીર મક્કી]**

ગમે તે હોય, સત્ય તો એ છે કે ઈબ્ને શાહબ ઝહરીતો ઈરાનના છેલ્લા રાજાઓના દરબારીઓ કે જે સસ્સાનીદો હતા તેમનો વારસ હતો અને એકદમ કટ્ટર પારસી હતો. અલ્લામા ઈમાદી, મૌલાના દોસ્ત મુહમ્મદ કુરેશી, મુફ્તી મુહમ્મદ તાહીર મક્કી અને અલ્લામા મુજીબી બધાજ એક વાત પર સહેમત હતા કે ઈમામના ભેષમા પારસીઓના આ કાવતરા હજુ સુધી બાકી છે. તેણે:

*તેણે એવી વાર્તાઓ ઉપજાવી કાઢી જેનાથી કુરાનના ભેગા કરવાની અને લખવાની પ્રક્રીયા ઉપર શક ઉપજે.*
*એવી નવા પ્રકારની ચર્ચા ઉત્પન્ન કરી કે કુરાનની અમુક આયતો બીજી આયતોને રદ કરી નાખે છે.*
*એવી મુર્ખામી ભરી માન્યતા ફેલાવી કે કુરાન ૭ બોલીઓમા ઉતર્યુ હતુ.*
*સુરહ અન્નુર વિષે, બુખારી આગળ એવી વાર્તાની રજુઆત કરી કે જે હઝરત આયેશાની નીંદા*
*રસુલના સહાબીઓ ખીલાફત માટે સકીફા બની સાદામા ઝગડ્યા હતા તેવી વાર્તા પણ ઉપજાવી કાઢી.*
*હઝરત અલી અને હઝરત અબુ બકર અને હઝરત ઉમર વચ્ચે ઝઘડાની વાર્તાઓ બનાવી કાઢી.*
*હઝરત ફાતીમા ઉપર ગુજારાતો ત્રાસ, બાગે ફીદકનો વિવાદ અને હઝરત અબુ બકર અને ઉમર દ્વારા નબીની દીકરી સાથે દુર્વ્યવહારની વાતો ઉપજાવી કાઢી હતી.*

આ બધાની ઉપર, વાર્તાઓ જેવીઓ જમલની લડાઇ કે જે હઝરત અલી અને હઝરત આયેશા વચ્ચે થઇ હતી, અને નહરવાનનુ યુધ્ધ કે જે હઝરત અલી અને ખવારીજીઓ વચ્ચે થઇ હતી વગેરે કાવતરાખોર ઝહરીના મગજની ઉપજ હતી. સત્યતો એ છે કે જમલ, સિફ્ફીન, નેહરવાન અને કરબલાની લડાઇઓ કાઇ નહી પરંતુ કલ્પના જ છે. ઝહરી આ કાવતરામા એકલો ન હતો, તેને પારસીઓનો પુરેપુરો સહયોગ હતો. તેમનો ધ્યેય? એજ કે મુસ્લીમો ફિરકાઓમા વહેંચાઇ જાય, વિવાદોમા ફસાઇ જાય અને એ રીતે કુરાનથી દુર થઇ જાય.

આ ગંદા ધંધામા બીજા દોષીઓ હતા યહુદીઓ કે જે અરબસ્તાનમાથી તડીપાર કરવામા હતા કે જેઓએ મુસ્લીમ નામ ધારણ કરી લીધા અને ઈસ્લામીક સંસ્કૃતીના કેન્દ્રમા સ્થાયી થયા હતા કે જેથી ભવ્ય મુસ્લીમ રાજ્યના લાભ ખાટવા મળે. છતા એક ત્રીજો સમુદાય પણ કાર્યરત હતો, બાઇઝંતાઇન કે રોમન સામ્રાજ્યનો પુર્વ વિસ્તાર કે જે મુસ્લીમો દ્વાર હ્ઝરત ઉમરના જમાનામા જીતી લેવામા આવ્યો હતો. સિરિયા, ઈજીપ્ત, બૈતુલ મુકદ્દસ, અલેક્ઝાંડ્રિયા વગેર વગેરે મુસ્લીમોના કબજા હેઠળ આવી ગયા હ્તા. રોમનો મુસ્લીમોથી હારનો બદલો લેવા માટે ખુબજ ઉત્સુક હતા.

## <u>દુશ્મનોની છાવણી :</u>

આવી રીતે પારસીઓ, યહુદીઓ અને ખ્રીસ્તીઓના મગજો મુસ્લીમો વિરુધ્ધ ભેગા થયા હતા. બહુ પ્રખ્યાત કહેવત છે કે **"મીઝરી સીક્સ કંપની"**. આ ત્રણે કાવતરાખોરોએ, હારેલા તત્વોએ કુફા, સિરિયા, યમન અને કોન્સ્ટન્ટીનોપલમા વારાફરથી એક પછી એક ગુપ્ત સભાઓ ભરી હતી. **[લિસાનુલ મિઝાન]**

એ વાત પણ યાદ રાખવી જોઇએ કે મુસ્લીમોએ પર્શીયા કે રોમન રાજ્યમા ચડાઇ જમીન માટે નહોતી કરી. તે સમયના આ બંન્ને સુપર પાવરો, બહુ થોડા તાકતવર વ્યકતીઓ અને મૂડીવાદીઓએ લોકોને પોતાના બંદીઓ બનાવી રાખ્યા હ્તા. અત્યાચારોના હવાલાઓ અને જનતાની મદદની પુકારો નવા સુપર પાવર મદીનામા પહોંચી રહી હતી. આપણી પાસે હવે બહુ થોડા હવાલાઓ રહ્યા છે નબી દ્વારા રોમન રાજાને આપાયેલી ચેતવણીના કે જો તે કાયદો વ્યવસ્થા નહી સ્થાપે અને અધીકારોની સમાનતા પોતાના રાજ્યમા નહી લાવે, તો તેને એ જ દુ:ખોનો સામનો કરવો પડશે જે અત્યારે પ્રજા કરી રહી છે. અબુ બકર અને ઉમરે ફક્ત આ ચેતવણીને સાચી સાબીત કરી હતી.

આ મુદ્દો અત્યારે ટાંકવામા આવ્યો હતો કારણકે કુરાન જીહાદ કે યુધ્ધ કરવાની છુટ નીચે મુજબના સંજોગોમા જ આપે છે :

*જ્યારે દુશ્મનો ઈસ્લામ કે મુસ્લીમો ઉપર શારીરીક હુમલો કરે.*
*જ્યારે દુશ્મનો તમને તમારા ઘરથી બહાર કાઢી મુકે અને*
*જ્યારે નિર્દોષ પ્રજાની ઉપર દમન કરવામા આવતુ હોય.*

પારસી અને ખ્રીસ્તી પ્રજાના દીલમા ખુશી હતી કે ઈસ્લામની ચઢતીના લીધે તેમણે પહેલી વખત માનવ અધીકારની સુંદરતા જોવા મળી હતી. છતા, દરબારીઓ અને ઉચ્ચ વર્ગના લોકો જે જુના રાજ્યના દીવસોને યાદ કરી દુ:ખી થતા હતા. યહુદીઓ પોતાને તડીપાર કરવાને ભુલ્યા ન હતા. તેમની હારેલાઓની ખાનગી સભાઓમા એવા નીર્ણય પર આવ્યા હતા કે મુસ્લીમોને યુધ્ધમેદાનમા હરાવવા અશક્ય હતા. તેથી તેઓએ એવી દલીલ રજુ કરી કે મુસ્લીમોને કુરાનથી દુર કરી દેવામા આવે અને તેમને અંદરો અંદર લડાવી દેવામા આવે.

આ વાત આપણને લાવે છે ઈતિહાસના પહેલા કાવતરાખોર મગજ પાસે :

> *તે હતો પારસી હોર્મુઝાન, કે જે છેલ્લા ફારસી રાજા યઝદગાર્ડ નો સેનાપતી અને તેના પુર્વ રાજ્યનો ગવર્નર હતો. હઝરત ઉમર ફારુકને કતલ કરવાના કાવતરાનુ મગજ તે જ હતો. વાચકો, આપણા ઈતિહાસમા સમય જતા આ દુ:ખદ ઘટનાની નાની નીશાનીઓ જ બાકી રહી છે, કે બિનમુસ્લીમ ફારસી ગુલામ અબુલુલુએ હઝરત ઉમર પર ફજરની નમાજ દરમીયાન પોતાની કોઈ વ્યક્તીગત દુશ્મનાવટને લીધે હુમલો કર્યો હતો! **[તારીખ તબારી]***
>
> *ફિરોઝે નં બે (હઝરત ઉમર)ને કતલ કરી નાખ્યા કારણ કે તેઓ તેની સાથે દુષવ્યવહાર કરતા હતા. **[મલ્હુફ, તાઉસ]***
>
> *ત્રીજી વાર્તા એવી છે કે અબુલુલુ ફીરોઝ હઝરત મુઘીરાના ઘરે કામ કરતો હતો. તેની લોખંડના હથીયારો બનાવવામા અને જોડવામા કુશળતા હતી. એક દીવસે તે હઝરત ઉમર પાસે ફરીયાદ લઈને આવ્યો કે હઝરત મુઘીરા તેને પુરુ વળતર ન હતા આપતા. હઝરત ઉમરે તેની ફરીયાદમા તપાસ કરી અને નિર્ણય લીધો કે વળતર પુરતુ હતુ. અબુલુલુએ આટલી નજીવી બાબતમા હઝરત ઉમરને કતલ કરી નાખ્યા!*

સત્ય તો કાઈ અલગ જ હતુ. આ કતલ ખત્તાબના દીકરા ઉમરનુ ન હતુ. આતો ખુન હતુ મહાન ફારુકનુ! તે એક ખુબ જ મોટુ કાવતરુ હતુ.

બીજો એક વ્યક્તી હતો અબ્દુલ્લાહ બીન સબા (જે અલ સૌદાહના નામથી પણ ઓળખાય છે). તે યહુદી હતો કે જેણે એવી કસમ ખાધી હતી કે મુસ્લીમ તાકતના કેન્દ્રને તોડી નાખવુ. હઝરત ઉસ્માનના સમયે તે મુસ્લીમના વેશમા ઈરાકની રાજનીતીમા મોટો દરજ્જો મેળવ્યો હતો. તેણે શિયાઓના સિધ્ધાંતો એવી રીતે ઘડ્યા કે દરેક નબીનો કોઈ વારસદાર હોય છે અને હઝરત અલી નબી મુહમ્મદ (સ) ના વારસદાર છે, અને એ કે ખિલાફત હઝરત અલીનો હક હતો અને જે બીજાઓ ખીલાફત ઉપર ચઢી બેઠા હતા તેઓ બીજાનો હક મારનારા અને જાલીમો હતા. યહુદીઓ, ખ્રીસ્તીઓ અને ફારસીઓના એક થવા સાથે, અબ્દુલ્લહ બીન સબા, જેનૂ અસલી નામ હતુ રયાન બીન સબા, પોતાના દુષ્ટ કાવતરામા સફળ રહ્યો.

અને બીજો એક વ્યક્તી હતો હીરાહનો જફીના. તે રોમન દરબારના રાજવી ખાનદાની સુરક્ષાનો મુખીયો હતો. પછી તેણે બહારી દેખાવ પુરતો ઈસ્લામ કબુલ કર્યો હતો. તેનુ કામ હતુ ભાડુતી ખુનીઓ કામે લગાડવાનુ અને ખીલાફતના કેન્દ્ર ઉપર હુમલાઓના કાવતરા ઘડવાનુ.

યઝદગાર્ડની દીકરી શહરબાનો, ઈરાનની રાજકુમારી, કે જેને યુધ્ધકેદી બનાવી હીજરી ૨૦મા મદીના લાવવામા આવી હતી. હઝરત હુસૈને તેની સાથે તેની અનુમતી પછી હીજરી ૨૫ મા લગ્ન કર્યા હતા. **[અસુલ અલ કાફી]**

બીજી એક રિવાયત એવી છે કે આ યજ્દગાર્ડની સુંદર રાજકુમારીનુ અસલી નામ જેહન શાહ હતુ. હઝરત ઉમર ફારુકે તેણીને બે સરસ નામો સલમેહ અને શહર્બાનો માથી એક રાખવાની સલાહ આપી હતી. **[કિતબ અસ શાફી]**

અમારો અભ્યાસ દર્શાવે છે કે સભ્ય સ્ત્રીનુ અસલી નામ હતુ શહરઝાદી અને તે યઝદગાર્ડની બહેન શહરયારની દીકરી હતી. આ વાત પુરતી છે એ દર્શાવવા માટે કે આ લગ્ન ઘણા આશીર્વાદો અને મહાન મુસ્લીમોના સારી ઈચ્છાઓથી અમલમા આવ્યુ હતુ. તેઓને આશા હતી કે આ લગ્ન અરબો અને અજમીઓ વચ્ચે વિશ્વાસ પેદા કરશે અને તેમને નજીક લાવશે. આમ છતા, ફારસીઓના અમુક બચેલા કપટી રાજાશાહી લોકોએ તેને એક બેઈજ્જતી તરીકે જોયુ. દુશ્મનાવટની ચીતા તેમના હ્રદયોમા સળગતી રહી જ્યા સુધી કે તેમણે ઈમામ હુસૈનને મારી ન નાખ્યા.

## એક આશ્ચર્યજનક કબુલીયાત:

આ હતો ટુકો પરીચય ઈતિહાસના અમુક ગુપ્ત વ્યક્તીત્વોનો. હવે ચાલો આપણે જોઈએ કે ૨૦ મી સદીના એક પ્રખ્યાત ઈરાની ઈતિહાસકાર પોતાની ફારસી ભાષાની પુસ્તક **"તજલ્લીઆત-એ-રુહ-એ-ઈરાન દર અદ્વાર-એ-તારીખી"** મા શુ લખે છે. (ઐતીહાસીક યુગોમા ઈરાનની આત્માની ભવ્યતા) :

*"જ્યારથી (હીજરી ૨૦ પછી) સાદ અબી વક્કાસે બીજા ખલીફા (હઝરત ઉમર) વતી ઈરાનને જીતી લીધુ હતુ, ત્યારથી ઈરાનીઓ પોતાના મગજમા બદલાની ભાવનાને પોષી રહ્યા હતા. તેઓ એ વાત ભુલી ન શક્તા હતા કે મુઠ્ઠીભર અરબ ભરવાડોએ તેમના મહાન રાજ્યને ધરમરોડી નાખતી હાર આપી હતી. અમારા વડીલોએ એક જ રસ્તો પસંદ કર્યો જે તેમના માટે ખુલ્લો હતો. પહેલા તેમણે બનુ હાશીમના અબ્બાસીદોને બનુ ઉમય્યાના રાજાઓ સામે બળવો કરવાનુ પ્રોત્સાહન આપ્યુ. પછી તેઓએ હુલાગુ ખાન ને આમંત્રણ આપ્યુ અને અરબીયન અબ્બાસીદ રાજ્યનો ખાત્મો બોલાવી દિધો. આ રીતે આપણા વડીલોએ પોતાની અરબોના હાથે થયેલી હારનો બદલો લીધો હતો."*

આ જ તે બદલો હતો જે તે લોકે મુસ્લીમોથી લીધો હતો. અમે પહેલા જ આ ભયાનક નાટકના મુખ્ય પાત્રોનુ વર્ણન કરી દીધુ છે. અને ઈસ્લામ જોડે બદલો લેતા, તેઓએ માનનીય મુહમ્મદ (સ) અરબીના કીંમતી ઈસ્લામને અજમી ઈસ્લામ વડે બદલી નાખ્યો હતો. તેનો પાયો નખાયો હત ખલીફા હારુન અલ રશીદના સમયે અને અને હજુ સુધી તે ઈસ્લામીક દુનીયામા ટાંટીયા પહોળા રાખી રહ્યુ છે, અને તે પણ હીજરી ૧૭૦ થી આજ સુધી. **[હુસૈન કાઝીમઝાદા]**

વાચકો, આ એ જ ઈસ્લામ છે જેને હુસૈન કાઝીમઝાદા અને અલ્લામા ઈકબાલ જેવા લોકોએ અજમી ઈસ્લામ કહ્યો છે. સર સૈયદ અહમદ ખાને તેને ઉપજાવી કાઢેલો ઈસ્લામ કહ્યો હતો. હુ તેને નંબર બે ઈસ્લામ કહુ છુ, કે જેવી રીતે બે નંબરી નકલી દવાઓ.

## ખુલે છે બીજુ એક રહસ્ય :

એક પુસ્તક (એક જ વ્યક્તી દ્વારા લખાયેલ દસ્તાવેજ) કે જે અબ્દુલ જબ્બર કરામાતી એ લખ્યુ હતુ લગ્ભગ હીજરી ૨૮૦મા (અબ્બાસીદ ખલીફા મોટાઝીદ વીષે), કે જે ઈસ્તંબુલના સંગ્રહાલયમા છે. તેનુ શીર્ષક છે **"કિતાબ એ દલાઈલે નબુવ્વત, સૈયેદના મુહમ્મદ..."** આ પુસ્તક કે જે ઈસ્તંબુલના સંગ્રહાલયમા છે તે આપણને બતાવે છે કે નબીના મૃત્યુના ૨૫૦ વર્ષ પછી પણ ઈસ્લામીક રાજ્ય એક શરીરની જેમ જોડાયેલુ હતુ. કોઈ શંકા નથી કે, યહુદીઓ, ખ્રીસ્તીઓ અને પારસીઓ મુસ્લીમોના હોદ્દાઓમા દુશ્મનાવટના બીજ રોપી રહ્યા છે. તેમનુ મુખ્ય હથીયાર એજ છે જે એક યહૂદી અબ્દુલ્લહ બીન સબા અને પારસી અબુ મુસ્લીમ ખોરાસાની એ અજમાવ્યુ હતુ, કે અરબ અને અજમી લોકો વચ્ચે ભેદભાવ પાચો લાવવો. જાતી, રંગ અને વંશનો ભેદભાવ કે જે કુરાન દ્વાર તોડી નાખવામા આવ્યા હતા. તેઓએ એવો વિચાર વહેતો મુક્યો કે ખીલાફત ફક્ત હઝરત અલીના વંશજોમા જ રહેવી જોઈતી હતી. એજ બાજુ

કાવતરાખોરો હઝરત અલીની ખીલાફતને ટેકો આપી રહ્યા હતા અને બીજી બાજુ તેઓ એક પછી એક ઈમામોને કતલ કરાવી રહ્યા હત, જેથી લોકો હઝરત અલીના વંશજો નીચે પણ એક ન થાય. આ કતલો તે જ રીતે થતા હતા જે રીતે હઝરત અલીનુ ખુન જમશેદ ખુરાસાનીએ કુફાની મસ્જીદમા કર્યુ હતુ. એ વાત પણ નકલ કરવા જેવી છે કે જમશેદ ખોરાસાની એક પારસી હતો પરંતુ આપની ઈતિહાસની પુસ્તકો તેને અબ્દુલ રહમાન ઈબ્ને મુલ્જીમ ખારીજી તરીકે ઓળખાવે છે.

અબ્દુલ જબ્બાર કરામાતી પોતાની આ પુસ્તકમા લખે છે કે હઝરત અલી જ્યારે શહીદ થયા ત્યારે તેઓને હઝરત ઉસ્માને ઈરાકના ગવર્નર બનાવ્યા હતા અને તે જ રીતે હઝરત ઉમરે તેમને કુફા ના ગવર્નર બનાવ્યા હતા. હઝરત અલીને કતલ કરતા પહેલા, અબ્દુલ્લહ બીન સબાએ હઝરત ઉસ્માનને રાતે તેમના સરકારી મકાનમા હુમલો કરીને કતલ કરી નાખ્યા હતા. અબ્દુલ જબ્બર કરામાતી દ્વારા લખાયેલી આ પુસ્તકનુ વર્ણન ડો. હમીદુદ્દીન, કે જે ઉપખંડના પ્રખ્યાત ઈતિહાસકાર છે, તેમને પોતાના પુસ્તક ઈસ્લામના ઈતિહાસ (મદીના પબ્લીકેશન્સ) ના પા. નં. ૪૮૬ પ્ર કર્યુ છે. (મહેરબાની કરીને નોંધ લેવી કે આ પુસ્તકમા એવી કોઇ ઘટનાનો ઉલ્લેખ નથી કે જેમા હજારો બળવાખોરોએ મદીના ઉપર હુમલો કર્યો હોય કે ખલીફાના ઘર પર.) હઝરત ઉસ્માનને હીજરી ૩૫ મા શહીદ કરવામા આવ્યા હતા. હીજરી ૪૦ મા શહીદ થયા ત્યા સુધી હઝરત અલી ઈરાકના ગવર્નર પદે રહયા સાથે સાથે નવા ખલીફા તરીકે મુસ્લીમોના સરદાર રહ્યા હતા.

તો હવે હઝરત અલી અને હઝરત આયેશા વચ્ચેનુ જમલનુ યુધ્ધ કે હઝરત અલી અને હઝરત મુઆવીયા વચ્ચેનુ સિફ્ફિનનુ યુધ્ધ અને હઝરત અલી અને ખ્વારીજીઓ વચ્ચેનુ નેહરવાનનુ યુધ્ધ વગેરેનો તો સવાલ જ પેદા નથી થતો. આ બધી જ તોફાની મગજોની કલ્પનાઓ જ હતી.

તો ચલો હવે આપણે એ વાત પર ધ્યાન આપીએ જે હુજ્જતુલ્લાહ અબ્દુલ કાદીર અલી અલ મુસાવીએ પોતાની પુસ્તક મીઝાનુલ ફારીસમા અને અન્દુલુસના ગવર્નર હુર બીન અબ્દુલ રહમાને પોતાની રોજનીશી, **"તઝકીરાહ હુર બીન અબ્દુલ રહમાન"** મા લખી છે. પણ આ કરતા પહેલા, આપણે તે સવાલનો જવાબ શોધીએ કે, *"ઈમામ મહેંદીને લગતી ઘટનાઓની રિવાયતોને અને કરબલાની સત્ય કે કલ્પના જોડે શુ લેવા દેવા છે?"*

# પ્રકરણ ૧૦

# ઈમામ મહેંદી અને કરબલાની સત્યાર્થતા

વાચકોને એ વાતની કદાચ ખબર પડી જ ગઇ હશે, છતા હુ એક વાર યાદ આપવવા માંગુ છુ કે આ પુસ્તકનુ પહેલુ પ્રકરણ **"ઈમામ મહેંદી"** પર હતુ. ત્યારબાદ ઈતિહાસકારો દ્વારા લખાયેલી કરબલાની ઘટનાનો ઈતિહાસ. ઈમામ મહેંદી અને કરબલાની ઘટનાનો વિષય એકબીજાથી જોડાયેલો છે, કારણકે સરખા જ લેખકોએ મનુષ્યની બુધ્ધીનુ અપમાન કરતી વાર્તાઓ લખી છે. એ જ લોકો એ જેમણે મહેંદીની વાર્તા કલ્પી હતી, તેમણે જ કરબલાની વાર્તા ઉપજાવી હતી.

આટલે દુર સુધી મારી સાથે આવ્યા, છતાપણ જો તમે માનતા હોવ કે :

*ઈમામ પોતાની માતાઓની જાંગોમાથી પેદા થાય છે*
*એક પક્ષી ઈમામ મહેંદીને પોતાની ચાંચમા ઉઠાવી જતુ અને દર ૪૦ દીવસે પાછા લાવતુ હતુ*
*જે કોઈ છીંકે છે તે ત્યાર પછીના ત્રણ દિવસમા મરી નથી શકતો*
*ઈમામ મહેંદી પ્રકટ થશે ત્યારે સુર્ય અને ચંદ્ર નિવૃત્તી લઈ લેશે*
*૨૦ કરોડ પાયાદળ અને ૬ લાખ ઘોડે સવારો ઈમામ હુસૈનના ૭૨ ટેકેદારોની સાથે લડવા માટે લેવામા આવ્યા હતા.*
*હુસૈનનુ કપાયેલુ માથુ કુરાનની આયતો બોલતુ હતુ જ્યારે કે તેને રસ્તા ઉપર ફેરવવામા આવ્યુ હતુ*
*ઈમામે ૧૯૫૦ દુશ્મનોને પોતાની તલવારથી કરબલામા કતલ કર્યા હતા*
*જંગલના જાનવરો અને દરીયાની માછલીઓ હુસૈનની શહીદી ઉપર રડી હતી અને ત્રણ દીવસ સુધી લોહીનો વરસાદ થયો હતો*

તો મારે દીલગીર થતા કહેવુ પડે કે મારી મહેનત તમારા કોઈ કામ ન લાગી.

શાયર ગાલીબ પોતાના શબ્દોમા ખુબ સુંદર રીતે કહે છે :

***સજાની પણ એક હદ હોય છે,***

***હુ ફક્ત પાપી છુ, મુર્તીપુજક તો નથી.***

આ પંક્તી આપણા ઈતિહાસકારો અને કાવતરાખોરોના ટોળાને લાગુ પડે છે. શુ તેઓ એ મનમા વિચાર્યુ પણ હશે કે તેમની આ બકવાસ પર કોણ ભરોસો કરશે! પરંતુ એવુ લાગે છે કે ભોળા લોકોની કોઈ કમી નથી.

# <u>પ્રકરણ ૧૧</u>

## <u>આંખ ઉઘાડનાર</u>

***ઉઘાડો આંખો જુઓ પૃથ્વીને આકાશોને અને તેને આસપાસનાને,***

***જુઓ સુર્યને ઉગતો પુર્વમાથી!***

***ઈકબાલ***

સામાન્યરીતે કહીએ તો, ધર્મો દ્વારા ઉપજાવેલી દંતકથાઓ મનુષ્યની બુધ્ધી માટે એટલી અપમાનજનક છે કે માણસ જ્યા સુધી તેમને નજીકથી પરીક્ષણ ન કરે ત્યા સુધી તેની સંપુર્ણ અસરો ખબર નથી પડતી. બીજીબાજુ, સત્ય

પાસે તાકત છે લોકોના હ્રદય અને મગજમા ઘુસી જવાની અને શક અને અસત્યને દુર કરવાની. પુસ્તકના આ મુકામે હુ પોતાની પુસ્તક **"ક્રીમીનલ્સ ઓફ ઈસ્લામ" "ઈસ્લામના મુજરીમો"** વાચવાની સલાહ આપીશ કે જે દર્શાવે છે કે કેવી રીતે આપણા ઈતિહાસકારોએ ઈસ્લામને કાલ્પનીક વાર્તાઓ અને દંતકથાની સ્થીતીમા લાવી મુકયો છે.

## હુર બીન અબ્દુર રહેમાનના સંસ્મરણો :

આ પુસ્તકમા આગળ લખાયુ હતુ કે અબુ મુસ્લિમ ખોરાસાનીએ બનુ ઉમય્યાની અરબી ખિલાફતનો નાશ કર્યો હતો, રાજવી ખાનદાનનો ફક્ત એક જ વ્યક્તી ભાગવામા સફળ રહ્યો હતો. તે હતો રાજકુમાર અબ્દુર રહમાન. તે અન્દુલુસીયા (સ્પેન) પહોંચવામા સફળ રહ્યો, અને ત્યા બનુ ઉમય્યાના રાજ્યની સ્થાપના કરી હતી. આ હતો સમયગાળો હિજરી ૧૩૨ કે ઈ.સ. ૭૪૫નો.

**મહેરબાની કરીને નોંધ લેવી કે ચંદ્રના ૧૦૩ વર્ષ સુર્યના ૧૦૦ વર્ષ જેટલા લગભગ થાય છે.**

અબ્દુર રહમાન ત્યા પહોંચે તે પહેલા, મુસા બીન નુસૈર અને તારીક બીન ઝિઆદએ પહેલા જ સ્પેન ૯૨ હીજરી ઈ.સ. ૭૧૧ મા, ખલીફા વલીદ બીન અબ્દુલ મલીક્ની ખિલાફતમા જીતી લીધુ હતુ. પછી, ફક્ત ૨ વર્ષના ટૂંકા સમય માટે, હીજરી ૯૯ થી ૧૦૧, ઉમર બીન અબ્દુલ અઝીઝ ઈસ્લામીક રાજ્યના ખલીફા હતા. આ એવા ખલીફા હ્તા જેમણે ખુલફાએ રાશીદીન (સાચા માર્ગે ચાલતા ખલીફાઓ)ના રાજ્યની યાદ લોકોને અપાવી દીધી હતી. આ આશીર્વાદ પામેલા ખલીફાએ એક સક્ષમ વ્યક્તી, હુર બીન અબ્દુર રહમાનને, સ્પેનના ગવર્નર તરીકે નિયુક્ત કર્યા હતા. મુહમ્મદ બીન કાસીમની જેમ, હુર પણ જવાન હોવા છતા એક મહાન વ્યવસ્થાપક સાબિત થયા.

તેમણે સ્પેનની પ્રજાના દીલ પોતાના નિર્દોષ વ્યક્તિત્વ અને સંચાલક તરીકેની પોતાની યથાર્થતાથી જીતી લીધ હતા. તેમના રાજમાંજ મુસ્લીમોના લશ્કરે સ્પેનની સરહદો પાર કરીને દક્ષીણ ફ્રાંસ જીતી લીધુ હતુ. **[ઈસ્લામનો ઈતિહાસ, ડો. હમીદુદ્દીન, મદીના પબ્લીશીંગ કંપની, કરાંચી, પા. નં. ૨૯૯]**

હુર બીન અબ્દુર રહમાન અરબીમા ઘટનાઓની રોજનીશી લખતા હતા. લગભગ ૨૦૦ વર્ષ પછી, ઈ.સ. ૯૨૦મા એક સ્પેનીશ ઓફીસર કે જેનુ નામ હતુ સાયમન અશબીલ્લીયાએ તેમની ડાયરી શોધી કાઢી હતી. તેણે આ ડાયરીનુ, જેટલી બચી હતી, સ્પેનીશમા ભાષાંતર કર્યુ હતુ. ઈ.સ. ૧૯૧૦મા, ડેન્ની મોન્ટગોમરી, એક અંગ્રેજ વ્યક્તીએ આ ડાયરી વાંચી અને ફાટેલા અને ફેરફાર પામેલા પાના જોઈને, પોતાનો અભીપ્રાય આપ્યો કે આખી ડાયરી લગભગ ૩૦૦ પાના ની હોવી જોઈએ. આ ડાયરીમા ૧૦૦ હીજરીની આસપાસનો સમયગાળો આશ્ચર્યજનક રીતે ટાંકેલો હતો, અને ઈરાની ઈતિહાસકાર હુસૈન કાઝીમઝાદા અને હુજજતુલ્લાહ અબ્દુલ કાદીર અલી મુસાવીના સંશોધનને ટેકો આપતો હતો. આ હવાલાઓમા પણ લખાયેલી વાતો અબ્દુલ જબ્બાર કરામાતીના ઈસ્તંબુલ સંગ્રહાલયમાના લેખન સાથે સામ્યતા ધરાવે છે.

અહી પ્રસ્તુત છે તઝકીરહ હુર બીન અબ્દુર રહમાનના કેટલા અંશો :

## <u>મુઝકકીરહ હુર બીન અબ્દુર રહમાન (મૃત્યુ ઈ.સ. ૭૩૪)</u>

## <u>હુર બીન અબ્દુર રહમાનની ડાયરી</u>

## <u>સ્પેનીશમાથી અંગ્રેજી ભાષાંતર  ડેન્નીસ મોન્ટગોમરી ઈ.સ. ૧૯૧૦</u>

## <u>ઐતિહાસીક દફ્તરભંડાર  બાર્સીલોના , સ્પેન</u>

### ૧૩ સફર, હીજરી ૧૦૦

*તેઓ મને અબૂ નાફે, અમીર હુર બીન અબ્દુર રહમાન કહીને પોકારે છે. હુ પોતાને ઈબ્ન અબ્દુહ કહુ છુ. આજે રાત્રે સુવાનુ નથી. પોતાના મદદનીશોને મળવાનુ છે. કોઈ આયોજન નહી તો કોઈ અસરકારક પ્રક્રીયા નહી. કોઈ પ્રક્રીયા નહી તો કોઈ કામ પાર ન પડવુ. સારુ, ઈબ્ને અબ્દુહ ! આવતીકાલે મળીએ.*

### કોઈ તારીખ નથી

*હુ અમીરુલ મોમિનીન (ઉમર બીન અબ્દુલ અઝીઝ)ને સ્પેનમા અમને ૪ રક્ષાદળની છાવણીઓ વસાવવાની રજુઆત કરી છે, કે જે રીતે સૈયદના ઉમરે કુફા અને બસરામા બે નવી છાવણીઓ બનાવી હતી. અમે અહી સ્થાયી થવા માટે આવ્યા છે કારણ કે આ દેશના લોકો અમને પ્રેમ કરે છે. તેઓ આઝાદ થયાનો અનુભવ કરી રહ્યા છે. અમારા રાજ્યમા સંપુર્ણ શાંતી છે. યહૂદીઓ, ખ્રીસ્તીઓ, મુસ્લીમો, બધા જ ડર વગર જીવી રહ્યા છે. કોઈપણ પ્રકારનો કોઈ આક્રોશ નથી, ધાર્મીક કે બીજો કોઈ.*

### ૨૬ સફર હીજરી ૧૦૦

*હુ ખુબ જ શુકર ગુજાર છુ અમીર ઉલ મોમીનીનના વિશ્વાસથી.... અને અમીરુલ મોમીનીન ઉમર બીન અબ્દુલ અઝીઝે જે માર ઉપર રાખ્યો છે. હુ મને પુરેપુરી જાણકારી છે કે અમારે કરવુ જ પડ્શે... અને સારાને વધુ સારામા દરરોજ બદલવાનુ છે.*

### કોઈ તારીખ નથી

*જેવીરીતે પારસીઓના કાવતરાઓએ ઈસ્લામના શરુઆતના કેટલાક દ્શકાઓમા મુશ્કેલીઓ ઉભી કરી હતી, તેવી જ રીતે અમારે પણ વારંવાર ફુટી નીકળતા કાવતરાઓનો સામનો કરવો પડે છે. કારણ બીલકુલ દેખીતુ છે. પાછલા સમયના સ્થાનીક ધનીકો, મુખીયાઓ અને તાકતવર સરદારો સામાજીક સમાનતાને નફરત કરે છે.*

**૧૭ રજબ, હીજરી ૧૦૦**

*સ્પેનની સ્થીતી કાબુમા હોવા અને દિવસે દિવસે સુધરતી હોવા છતા, મને લાગે છે કે દમાસ્કમા રહેલા ખલીફાએ વધુ કુશળ ગવર્નર આ જમીન પર નિયુક્ત કરવા જોઈએ. મને તેવા ગવર્નરના હાથ નીચે એક સામાન્ય સીપાહી તરીકે કામ કરવાનુ પણ ગૌરવ થશે. મે આ ઈચ્છા અમીરુલ મોમીનીને પણ દર્શાવી હતી.*

**કોઇ તારીખ નથી**

*મને સમજ છે કે અલી, હસન અને હુસૈન (ર.અ.)ના ક્ષમતાવાળા લોકો મળવા અશક્ય છે. તેઓ, અમીર (ગવર્નર) તરીકે સાચે જ ઈરાકને દુનીયાનુ સ્વર્ગ બનાવી દીધુ છે. અલી અને હુસૈન (ર.અ.) પોતની જીંદગીઓ અમીર તરીકે પોતાના દફતરોમા જ કુરબાન કરી દીધી હતી. ફારસીઓ (જમશેદ ખુરક્સાની અને જબાન બીન હર્મુઝાન)એ વીચાર્યુ હતુ કે બે માનનીય વ્યક્તીઓને કતલ કરીને, ઈરાક... ફારસિઓના (પર્શીયનો). પરંતુ અમીર અલી અને અમીર હુસૈન (ર.અ.)નુ પવિત્ર લોહી નકામુ નહી જાય. કેન્દ્ર (ખીલાફત) અને બીજેથી સંદેશાવાહકો સંદેશ લાવ્યા છે કે હીજરી ૧૦૦મા , કુફા, બસરા, અને .... હવે સિરિયા,પલેસ્ટાઈન અને ઈજીપ્તથી પણ વધારે સફળ છે.*

**કોઇ તારીખ નથી (હીજરી ૧૦૧નો કોઇ દીવસ)**

*આખરે! અમીરુલ મોમીનીન, ઉમર બીન અબ્દુલ અઝીઝ મૃત્યુ પામ્યા. અલ્લાહ તેમની ઉપર આશીર્વાદ વરસાવે! સાચે જ ઈમાનવાળા, સંસ્કારવાળા, કુશળ અને દુરંદેશી.*

## ઈતિહાસમા બહુ મોટો "જો"!

હીજરી ૧૧૬મા (ઈ.સ. ૭૩૨) ઈતિહાસની એક મહત્વપુર્ણ ઘટના ઘટી હતી. બનુ ઉમય્યાના લશ્કરો સ્પેનથી પોતાની ફ્રાંસ પરની જીત મજબુત કરવા નીકળ્યા. તુર્સમા એક યુધ્ધ થયુ. અબ્દુર રહમાન ગાફીકી, મુસ્લીમ લશકરનો સેનાપતી હિંમતથી અને આવડતથી લડ્યો પરંતુ અકસ્માતે મૃત્યુ પામ્યો. જો મુસ્લિમોએ તે યુધ્ધ જીત્યુ હોત તો, યુરોપ અને અમેરીકા આજે મુસ્લીમ ખંડો હોતા. (અને સાચા મુસ્લીમો બે નંબરી ઈસ્લામ પર ચાલવાવાળા નથી હોતા.) આમ છતા પણ હારના ઘણા કારણો હોઇ શકે છે, પરંતુ એવુ દેખાઇ આવે છે કે હુર બીન અબ્દુર રહમાન દ્વારા માંગણી કરવામા આવેલી છાવણીઓ હજુ સુધી સ્થપાઇ ન હતી. સેનાપતી ગાફીકીને લશકરી સહાય ન મળવુ એ હારનુ એક કારણ હતુ. એવુ જાણવા નથી મળ્યુ કે અબદુર રહમાન ગાફીકી અને હુર બીન અબ્દુર રહમાન વચ્ચે કોઇ લશ્કરી જોડાણ કે બીજુ કાઇ હતુ.

# ઈમામ હુસૈન, ઈરાકના ગવર્નર

હઝરત હુસૈન ઈરાકના ગવર્નર? શા કારણે આ સત્ય મોટાભાગના લોકો જાણતા નથી? આ સવાલ વાંચકોના મનમા હિલોળા લેતો હશે. જવાબ છે કે લોકોને ખબર જ ન પડી, કારણ કે અબ્બાસીદના રાજ્યમા જુના મુળ નોંધોનો નાશ કરાયો હતો. અમે વાચકોને યાદ અપાવીએ કે અબ્બાસીદનો એલ્લો ખલીફા એક કમજોર વ્યક્તી અને અયોગ્ય શાસક હતો. તેણે પોતાના શાસનનો અધીકાર મુખ્યમંત્રી નસ્ર નૌશીર બીન અલ્કામીને સોંપ્યો હતો (કે જેણે મોઇદુદ્દીન ઈબ્ને અલ્કામી એવુ મુસ્લીમ નામ ધારણ કર્યુ હતુ), અને તે પર્શીયાનો એક પારસી હતો.

એવી જ રીતે, નસિરુદ્દીન તુસી, કે જે શીયા તરીકે ઓળખાય છે, તે પણ પર્શીય હતો (યાકુત મુહમ્મદી, અજાઈબે તારીખ). તે મોંગોલીયાના હુલાગુ ખાનનો મુખ્યમંત્રી હતો. અમે પહેલા પણ જણાવ્યુ હતુ કે પારસીઓના કાવતરા એ જ ધેય્ય અમાટે હતા કે **૧. મુસ્લીમ રાજ્યના કેન્દ્રને કમજોર બનાવવુ અને, ૨. મુસ્લિમોને કુરાનથી દુર રાખવા.** અને આપણે ખલીફા મુક્તદર બીલ્લાહની સિધ્ધી જોઈ જ લીધી છે. કેવી રીતે ઈતિહાસને બહુ મોટા પાયે ફેરફાર કરી દેવામા આવ્યો ? કેવી રીતે પર્શીયનોએ મુસ્લિમો વચ્ચે ફુટ પડાવી ? જાણવા માટે આગળનુ પ્રકરણ વાંચો.

# <u>પ્રકરણ ૧૨</u>

## <u>ખીલાફતે રાશીદા અને હઝરત હુસૈનના ગવર્નર હોવાના દસ્તાવેજો કયા ગાયબ થઈ ગયા?</u>

અલકામી, અબ્બાસીદ ખલીફાના મુખ્યમંત્રી અને તુસી, હુલાગુ ખાનના મુખ્યમંત્રી બંનેવ મુસ્લીમોના ભેષમા પારસીઓ હતા. તેમનુ જોડાણ મોંગોલોના મુસ્લીમ રાજ્ય પર હુમલા માટે જવાબદાર હતુ. હુલાગુખાને ત્યારબાદ બઘદાદ પર વાવાઝોડાની જેમ છાપો માર્યો (ઈ.સ. ૧૨૫૮).

ટૂંકમા, અબ્બાસીદ ખીલાફતનો અંત આવ્યો. તમે સાંભળ્યુ જ હશે કે બઘદાદના પુસ્તકાલયમાથી એટલી બધી પુસ્તકો કાઢીને ટાઈગ્રીસ નદીમા ફેંકવામા આવી હતી કે તેનુ પાણી કાળુ પડી ગયુ હતુ. એવુ જાણવા મળે છે કે આ પુસ્તકોએ છીછરી નદીમા પુલ બનાવી દીધો હતો જેની ઉપરથી લોકો નદી પાર કરી શકતા હતા.

હુલાગો ખાન, તેના દરબારીઓ અને તેનુ લશ્કર મુર્તીપુજકો હતા. બીજા રાજ્યો જીતી લેવા તે તેમના માટે ચંગેઝ ખાનના સમયથી સમય પસાર કરવાનુ સાધન હતુ. તેમણે મોટા રાજ્યો, દેશો, શહેરો પર હુમલા કરીને તેમને પાયમાલ કરી દીધા હતા. તેમને જ્ઞાન અને સાહીત્ય સાથે ન તો દોસ્તી હતી કે ન તો દુશ્મની હતી. તો પછી શા માટે તેમણે પુસ્તકો નદીમા નાખી દીધા? આ કાવતરા પાછળનો મુખ્ય ધ્યેય જ એવો હતો કે પુસ્તકાલયોને અજમી કે બે નંબરી ઈસ્લામ શીખવાડતા પુસ્તકોથી ભરી દેવુ. **[મીઝાનુલ ફારીસ]**

અલકામી અને તુસીની ચઢામણીથી, મોંગોલ સેનાએ જે પુસ્તક, ઘરો માથી, વિદ્વાનો પાસેથી અને શૈક્ષણીક સંસ્થાઓમાથી, હાથમા આવે તેનો નાશ કરવાના અંતીમવાદી પગલાઅ ભર્યા. હવાલા માટે જુઓ અલ્લામા મોહયુદ્દીન તમન્ના ઈમાદીની **"તસ્વીરકા દુસરા રુખ".**

આપણી પુસ્તકોમા આપણને હજારો જૂની એવી પુસ્તકોના હવાલાઓ જોવા મળે છે કે જે આજે હયાત પણ નથી. તેમનુ શુ થયુ? મુકતદર બિલ્લાહ અને મુસ્તાસામ બિલ્લાહન તથા નસિરુદ્દીન તુસી અને નસ્ર નૌશીર અલકામી વગેરેને લીધે, અને જે બચાવી લેવામા આવી તેવી જેમ કે ઉમ્મુલ તવારીખ, તારીખુલ ઉમામ વલ મુલુક અને ૩૦ ભાગવાળી તફસીર તબારી હતી કે જે, બધી જ જરીર રુસ્તમ તબારી દ્વારા લખાયેલી. [મુજ્જમુલ અદીબ્બા]

મહાન વિદ્વાનો અને લેખકો જેવાકે અબુ મુસ્લીમ ઈસ્ફાની અને અબુ કાસીમ બાલ્ખીની પુસ્તકોનો નાશ કરી દેવામા આવ્યો હતો અને હવે ફક્ત તેમના નામોનો થોડો હવાલો બીજા પુસ્તકોમા જોવા મળે છે.

## <u>ટોપલો ભરીને ધુળ:</u>

હઝરત ઉમરના સમયમા, મુસ્લીમોએ તે જમાનાના સુપરપાવર પર્શીયાને જીતી લીધુ હતુ. તેઓ અડધુ પુર્વ બાયજન્તાઈન જેવુ સુપર પાવર જીતી લીધુ હતુ. રોમન રાજ્ય આ છતા પણ પશ્ચીમમા બચી રહ્યુ. પરંતુ પર્શીયા આખે આખુ જીતાઈ ગયુ હતુ. ઈ.સ. ૬૩૧મા જ્યારે ખુશરો પરવેઝ, પર્શીયાનો રાજા કે જેણે નબી (સ) નો પત્ર ફાડી નાખ્યો હતો. નબીએ કહ્યુ હતુ કે ઈરાનીઅન રાજ્ય પણ આ રીતે જ ટુકડા ટુકડા થઈ જશે.

જુઓ ખુશરો પરવેઝનો બીજો એક અપમાનજનક વ્યવહાર. તેણે પોતાના કે ગવર્નર બાઝાનને નબીના દરબારમા સંદેશા સાથે મોકલ્યો કે, *" ઓ મુહમ્મદ, જો કે તુ તો મારા માટે એક ગુલામ જ છે, મને સલાહ આપી રહ્યો છે! પોતાની જાતને ધરપકડ માટે આગળ ધરી દે, નહીતો હુ જાતે આવીશ અને તારી સામે પગલા ભરીશ!"* હસતા હસતા નબીએ બાઝાનને કહ્યુ, *"પાછો જા અને પોતાના રાજાની ખબર કાઢજે. તેના દિકરા શેર્વીયાએ તેને કાલે રાત્રે કતલ કરી દીધો હતો!"*

હવે, યઝદગાર્ડ, ખુસરો પરવેઝનો પાંચમો વંશ જ. આ એ જ રાજા હતો જેના દરબારમા સાદ બીન બની વક્કાસે પોતાનો સંદેશાવાહક મોકલ્યો હતો તેને ઈસ્લામ કબુલ કરવાનો સંદેશો લઈને. તેઓએ ખલીફા એ મદીના તરફથી ધમકી ભર્યો સંદેશો મોકલ્યો કે લોકો ઉપર અત્યાચાર ગુજારવાનુ બંધ કરી દે નહી તો મુસીબત તેની અને તેના રાજ્યની નજીક જ છે. જવાબ આપતા પહેલા, યઝદગાર્ડે પોતાના એક અંગરક્ષકને ધુળ ભરેલી ટોપલી લાવવા કહ્યુ. તેના પછી રાજાએ તે સંદેશા વાહકને કહ્યુ, *"આ તમારા સેનાપતી સાદ બીન અબી વક્કાસને આપી દેજો."* આ ભેટ સ્વીકારતા હઝરત સાદે જાહેર કર્યુ કે, *"શુભસમાચાર, ઓ ઈસ્લામના સૈનીકો! આજે પર્શીયાના રાજાએ પોતાની માટી આપણે હવાલે કરી દીધી!"*

## <u>સસ્સાનીદ રાજવીઓની પડતી :</u>

મુસ્લીમો અને પર્શીયનો વચ્ચેના યુધ્ધોની હારમાળાએ કાદીસીયા (૧૪ હીજરી) અને પર્શીયાની રાજધાની મદૈન (૧૬ હીજરી) મુસ્લીમોને અપાવી દીધી. છેલ્લા સસ્સાનીદ રાજા, યઝદગાર્ડ પોતાનો જીવ બચાવવા એક જગ્યાએથી બીજી જગ્યાએ નાસતો ફરતો હતો. છેલ્લે તે એક જલચક્કીમા સંતાયો હતો, જ્યા એક મજુરે તેને ચોર સમજીને પોતાની કુહાડીથી મારી નાખ્યો હતો. આગના મંદીરો ઠંડા પડી ગયા અને જે રીતે નબીએ કીધુ હતુ, સિસરાનીના કડાઓ મદીનાહ લઈ જવાઈ અને સરાકા બીન મલીક જાશમ દ્વારા પહેરવામા આવ્યા હતા.. સરાકા એજ વ્યક્તી હતી કે જેણે, ૧૦૦ ઉંટોના ઈનામની લાલચમા, અબુ બકર અને નબીને હીજરત વખતે પકડવાની કોશીશ કરી હતી. નીરાધારપણાની હાલતમા, ૧૪-૧૫ વર્ષ પહેલા, નબીએ તેને કહ્યુ હતુ કે મને કૈસરના કડા સરાકાના હાથોને સજાવતા દેખાય છે.

સાસ્સનીદ રાજવીઓના છેલ્લા રાજાની વિચિત્ર મૃત્યુથી આખા પર્શીયામા એક ગમગીની છવાઇ ગઇ હતી. તેઓ પોતાના રાજવીઓને એટલી ઈજ્જત ન હતા કરતા પણ :

***સત્તાને બહુ ઓછી અડચણો નડે છે,***

***જ્યા મદદગારોને ગુલામીનુ શીષ્ટ-વર્તન કરાવવામા આવે છે.***

## પારસી રાજકુમારી :

પર્શીયનોના દ્રષ્ટીપાત મુજ હાલત વધારે બગડી જ્યારે કે છેલ્લા રાજાની ત્રણ દીકરીઓ લડાઇ વખતે યુધ્ધકેદી તરીકે મદીના લઇ જવાઇ. રાજકુમારી જેહન શાહ ઓર શહરબાનો તેમાની એક હતી. **(અમારા સંશોધન મુજબ તેનૂ નામ શહરઝાદેહ હતુ અને તેણીની શહરયારની દીકરી હતી કે જે યઝદગાર્ડની બહેન હતી.)** જ્યારે રાજકુમારીએ ઈમામ હુસૈન સાથે લગ્ન કર્યા, તે ઈરાની દેશભક્તો માટે બેવડુ જોખમ હતુ. આ હતી હીજરી ૨૫. તેમની બદલો લેવાની ભાવના વધુ તીવ્ર બની ગઇ.

## રત્નો પારસી યોજના :

મોઘલ બાદશાહ અકબરના દરબારમા જેવી રીતે ૯ રત્નો હતા, સસ્સાનીદ રાજાઓના દરબારમા ૨૦ રત્નો હતા. કાદીસીઆ અને મદૈનની લડાઇઅમા ૧૫ બચી ગયા. બધાએ સમરકંદના ચાઇનીઝ રાજા ખાકાન પાસે આશ્રય લીધો હતો. તેઓ એ પોતાની ભાવી યોજનાઓ આ લીટીઓમા આલેખી હતી :

> *હારેલા પર્શીયાની હજારો વ્યક્તીઓ ઈસ્લામીક રાજ્યના મહત્વપુર્ણ શહેરો જેવા કે મદીના, મક્કાહ, દમાસ્કસ, બઘદાદ, સના વગેરેમા સ્થાયી થઇ હતી. તેમણે પોતાના રાજાઓ સામે ઈસ્લામ સ્વીકારવાનો ડોળ કર્યો હતો.* ***[મિઝાનુલ ફારીસ, હુજ્જતુલ્લાહ મુસાવી]***
> *તેમનો ધ્યેય હતો ઈસ્લામીક રાજ્યમા જાસુસી કરવાનો. તેઓ પેલા "૧૫ રત્નો" ને કે જેઓને અસાવરાહ કહેવાતા હતા તેમને માહીતી પહોંચાડતા હતા.(તે લોકો જે સોનાના કડાઓ પહેરતા હતા, જે એક પર્શીયન દરબારીઓની એક મહત્વપુર્ણ નિશાની હતી.)*
> *આ ઘુસણખોરોને ફરજીયાત અરબી ભાષા ઉપર મહારત હોવી જોઈતી હતી. તેમને રોમન અને પર્શીયન રાજ્યોનો પુરેપુરો ઈતિહાસ પણ ખબર હોવો જોઈતો હતો સાથે સાથે અરેબીક સંસ્કૃતીનાઅ સંસ્કારો પણ. મોટા ભાગના જાસુસો પાસે લેખન, હીસાબ, લોહારી અને વૈદીક શાસ્ત્રોમા નિપુણ હતા.*
> *તેમની નિપુણતા મુજબ, આ પર્શીયન વટલાયેલાઓ (અસલમાતો ઘુસણખોરો), મક્કાહ, મદીનાહ, ઈજીપ્ત, સીરીયા, કુફા અને બસરામા પોતાના કાર્યક્ષેત્રમા આગળ વધવાનુ હતુ. તેઓએ સરકારી નોકરીઓ મેળવીને સંવેદનશીલ વિભાગોમા ઘુસવાનુ હતુ. તેઓ આ યોજનામા સફળ રહ્યા હતા.*

**"રત્નો"**એ ચાઈનીઝ રાજાના આશ્રય હેઠળ પોતાનુ કાવતરુ ખુબ સારી રીતે પાર પાડ્યુ હતુ. તેઓના ફક્ત બે ધ્યેય હતા, એક હતુ કે ઈસ્લામીક રાજ્યના પાયા અંદરથી ખોખલા કરી નાખવા, બીજા શબ્દોમા કહીએ તો ખલીફાઓને એક પછી એક કતલ કરવા, અને બીજુ હતુ કે, મુસ્લીમોને કુરાનથી દુર કરી દેવા. સમરકંદનો બાઝેર, કે જે ખુસરો પરવેઝનો ખાસ સલાહકાર હતો તે આ અસાવીરાહ (રત્નો)ના ટોળાનો સંચાલક હતો, અને બીજો સલાહકાર ઘરડો મર્ઝબાન તેનો મંત્રી હતો. બંનેવ અનુભવી કાવતરાખોરો અને રાજકારણમા નિષ્ણાત હતા.

# પ્રકરણ ૧૩

# ઈસ્લામના ખલીફાઓના કતલ

## હઝરત ઉમર ફારુક :

પર્શીયાની કાદીસીઆ, હર્મુઝાન વગેરેની લડાઈમા હાર પછી તાસ્તાર્નાં ગવર્નરને મદીનામા કેદી તરીકે લાવવામા આવ્યો હતો (હીજરી ૧૪, ઈ.સ. ૬૩૫). તાસ્તાર ઈરાનનુ બહુ મહત્વનુ રાજય હતુ અને સૌથી મોટી લશ્કરી છાવણી ધરાવતુ હતુ. તેને હઝરત ઉમર, ઈસ્લામના ખલીફા સામે લાવવામા આવ્યો ત્યારે તેમણે કહ્યુ, *"હર્મુઝાન, અમે અરબો રણવીસ્તારના રહેવાસીઓ કે જેને તમે એટલા નીચ સમજો છો કે લડો પણ નહી. તમારા સૈનીકોની નાની કતારોથી પણ અમે હારી જતા હતા. હવે તુ જુએ છે કે તારા રાજાનુ સિંહાસન અને મુગટ અમારા પગ આગળ પડ્યો છે અને તે જીવ બચાવતો નાસતો ફરે છે. આવુ કેવી રીતે થયુ?"* હરમુઝાને જવાબ આપ્યો, *"સાહેબ, પહેલા તે અરબો અને પર્શીયનોની લડાઈ હતી, હવે ઈશ્વર તમારી સાથે છે."* તેના યુધ્ધના ગુનાઓ બદલ હરમુઝાન મોતની સજાને પાત્ર હતો. આમછતા, તેણે પોતાનો જીવ એક ચતુરાઇ ભરી યુક્તીથી બચાવી લીધો. વાત વાતમા, તેણે પાણી પીવા માટે માંગ્યુ. તેને ચાંદીના પ્યાલામા પાણી અપાયુ, કે જે યુધ્ધ દરમીયાન જીતાયેલા સામનમા હતો. હરમુઝાને હઝરત ઉમરને આજીજી કરી કે તે આ પ્યાલાનુ પાની પીવે ત્યા સુધી તેને મહોલત આપવામા આવે. હઝરત ઉમરે તેની છુટ આપી.

### **એક પરીકથા જેવુ:**

વાત આપણને ભલે પરીકથા જેવી લાગે પરંતુ જેવુ જ તેને મહોલત મળી, તેણે પાણી જમીન પર ઢોળી દીધુ. તે પીવે જ નહી તેથી તેને મળેલી મહોલત પુરી થાય જ નહી. અનસ બીન મલીક અને અહનાફ બીન કૈસ કે જે ત્યા હાજર હતા, કહ્યુ હતુ કે, *" ઓ મુસ્લીંઓના સરદાર, તમે તો હર્મુઝાનને માફી આપી દીધી."* આ વાત પર, હઝરત ઉમરે ફરીથી હરમુઝાન તરફ જોયુ અને કહ્યુ, *"હર્મુઝાન, હુ મુસ્લિમોની દયાભાવનાનો બંધક છુ."* હર્મુઝાનને છોડી મુકવામા આવ્યો. દેખીતી રીતે, તેણે ઈસ્લામ સ્વીકારી લીધો અને મદીનામા સ્થાયી થયો હતો.

હવે આપણે જોઇશુ કે હઝરત ઉમરનુ કતલ એ કોઇ એકલા ફીરોઝ અબુલુલુનુ કામ ન હતુ પરંતુ ૧૫ રત્નોનુ કાવતરુ હતુ. ફીરોઝ અબુલુલુ ઈતિહાસકારો દ્વારા ખ્રિસ્તી કે પારસી હોવાનુ કહેવાયુ છે. અમારુ સંશોધન દર્શાવે છે કે તે

પારસી જ હતો. કોઈપણ રીતે, આ વાત પોતે મહત્વનુ કારણ ન હતી. ફીરોઝ ગમે તે હતો પરંતુ તે ફક્ત એક પ્યાદો હતો. મહત્વનો સવાલ એ છે કે કોણ તે પ્યાદાને ચલાવી રહ્યુ હતુ. મદીનામા રહેતો અને સિસરાના રત્નો માનો એક હર્મુઝાન. મદીનામા, તેનો કાયમી સાથીદાર હતો જફીનૌલ ખલીલ. તે એક કટ્ટર ખ્રીસ્તી હતો અને બાઈબલ, અરેબીક અને હિબ્રુનો એક વિદ્વાન હતો. તે રોમન રાજાનો રાજકીય પ્યાદો હતો અને દમાસ્કક, પેલેસ્ટાઈન ને હીરાલ્ના સરકારી દફતરોમા કામ કયુ હતુ. તેમનો ત્રીજો સાથીદાર હતો યહૂદી સબા બીન શમુન. તે જ વ્યક્તી જેનો દીકરો અબ્દુલ્લાહ બીન સબા ઈતિહાસમા એક કુખ્યાત વ્યક્તી તરીકે જાણીતો હતો. આ ત્રણે જણા મદીનામા મુસ્લીમ બનીને રહેતા હતા. ત્રણેવ જણા ખુબ જ હોશીયાર, વિચક્ષણ અને અનુભવી કાવતરાખોરો હતા.

રોમના કેન્દ્રીય અધીકારી, થોમસ મેલોને, ૧૧મી સદીમા લખ્યુ હતુ કે જ્યારે ઈસ્લામીક રાજ્ય ટોચ પર હતુ, ત્યારે યહુદી વસાતીઓ પાસે મધ્ય પુર્વમા આમ દેખીતી રીતે કોઈ તાકતનુ કેન્દ્ર ન હતુ, પરંતુ તેઓ છુપી રીતે ખુબ જ શક્તીશાળી હતા. તેમની તાકાતનુ કેન્દ્ર તેમની માહીતી મોકલવાની ઝડપ હતી, અને યહુદીઓ, ખ્રીસ્તીઓ અને પારસીઓની ઈસ્લામીક રાજ્યમા રાજકીય રીતે બીજાને હાથમા રમાડવાની કુશળતા હતી. તેઓએ આ ઝડપી માહીતી પ્રસારથી ખુબ જ ફાયદો થયો. તેમના દ્વારા તૈયાર કરાયેલા કબુતરો દરરોજ મદીના, કુફા અને સમરકંદ વચ્ચે ઊડતા હતા. આ સંદેશા વહનની પ્રક્રીયાઓએ અતી ભયજનક પરીણામો લાવી. કેટલાક અંશો :

એક વિચિત્ર સંજોગે, હઝરત ઉમર અને ફીરોઝ અબુલુલુ એકબીજાને મળ્યા. તેમણે ફીરોજને કહ્યુ, *“મે સાંભળ્યુ છે કે તુ પવનચક્કી બનાવી શકે છે”.* ફીરોજે બદલો વાળતા કહ્યુ, *“એ ઈમાનવાળાઓના સરદાર હુ મદીનામા એવી ચક્કી બનાવીશ કે જે હંમેશા ફરતી રહેશે.”*

આ દરમીયાન બાયઝંતાઈન રાજા હેરાક્લીયસ, ઈસ્લામીક સૈન્યથી ભાગતો ફરતો, પારસીઓના ભાગેડુ દરબારીઓ સાથે સમરકંદમા જોડાઈ ગયો. કબુતરો મદીના અને સમરકંદ વચ્ચે ઉડવામા વ્યસ્ત હતા.

એક માણસ હતો કાબ અહબર. આજ દીવસ સુધી એ વાત નક્કી નથી થઈ શકી કે તેણે ઈસ્લામ કબુલ કર્યો હતો કે નહી. તે તોરાતનો મોટો વિદ્વાન હતો. જ્યારે હઝરત ઉમર બૈતુલ મુકદ્દસ (જેરુસલેમ) પહોંચ્યા પોતાના વિજય બાદ (૧૬ હીજરી, ૬૩૫ ઈ.સ.) ત્યારે ત્યાના કેન્દ્રીય અધીકારીએ તેમને ચર્ચમા નમાજ પઢવા માટે આમંત્રણ આપ્યુ હતુ. તેમણે એવુ કહેતા અસ્વિકાર કર્યો હતો કે, *“મને એ વાતનો ડર છે કે મુસ્લીમો પાછળથી ચર્ચોને મસ્જીદોમા ન બદલવા લાગે.”* તેથી તેમણે તેમની નમાજ સુલેમાની મસ્જીદના ખંડેર નજીક ખુલ્લા મેદાનમા પઢી હતી. તેમણે જ્યા સુધી બૈતુલ મુકદ્દસમા રહ્યા આ રીતે જ કર્યુ. કાબ અહબરે યાકુબના “પત્થર” સામે જતા પોતાના જુતા ઉતારી લીધા હતા. એ તે જ હતો જેણે હઝરત ઉમરને સલાહ આપી હતી કે આ જગ્યાએ નમાજ પઢી લો. આ વાત પર હઝરત ઉમરે તેને ધમકાવ્યો, *“તારામા હજુ પણ યહુદી ધર્મના લક્ષણો જોવા મળે છે.”* અબ્દુલ મલીક બીન મરવાને પાછળથી જ્યારે મસ્જીદે અક્સા બનાવી (હિજરી ૬૦ મા) ત્યારે યાકુબના પત્થર ઉપર ગુંબજ પણ ચણાવી લીધો હતો. જે આજે **“ડોમ ઓફ રોક”** તરીકે ઓળખાય છે.

એક વખત હઝરત અબુઝર ગફફારી અને હઝરત ઉમર ઝકાતના વિષય ઉપર વિચારવીમર્શ કરી રહ્યા હતા. કાબ અહબરે કશુક કહ્યુ. અબુઝરે તેને ધમકાવતા કહ્યુ, *“ઓ યહુદી, તુ અમને ઈસ્લામ શીખવાડીશ !”*

અબ્દુર રહમાન બીન અબુ બકર કહે છે, *“મે પારસી હર્મુઝાન, ખ્રીસ્તી જફીના અને ફીરોઝ અબુલુલુને ખુસપુસ વાતો કરતા જોયા હતા, હજરત ઉમરના કતલના આગલા દિવસે. તેમની પાસે તે જ બેધારી ખંજર હતુ જે પાછળથી અબુલુલુની લાશ પાસે મળ્યુ હતુ.”*

કતલના ત્રણ દીવસ પહેલા, કાબ અહબરે અમીરુલ મોમીનીન, ઉમર ર.અ.ને કહ્યુ કે તુ ત્રણ દીવસમા મરી જઈશ. અબ્બાસ મહમુદ અલકકડ, એક ઈજીપ્તી ઈતિહાસકાર લખે છે કે કાબ અહબર એક કટ્ટર યહુદી હતો અને તે હર્મૂઝાન અને જફીનાતીલ ખલીલ દ્વારા રચવામા આવેલા કતલના કાવતરામા મુખ્ય સાથીદાર હતો.

હઝરત ઉમર ફારુકના કતલની આગલી રાત્રે કાબ બીન અહબરે હઝરત ઉમરને કહ્યુ હતુ કે *તારો સમય પુરો થઈ ગયો છે*

૨૦મી સદીના ઈજીપ્તના સંશોધક ડો તાહા હુસૈન પોતાની પુસ્તકમા અલ ફીત્નાતીલ કુબ્રા લખે છે કે આ આપત્તી વખતે ઈસ્લામીક રાજ્ય એટલુ સુરક્ષીત રીતે આબાદ હતુ અને લોકોનો માનસીક વિકાસ એવો હતો કે ચારેબાજુ શાંતી અને સ્થિરતા હતી ટોળેને ટોળા લોકો ઈસ્લામમા જોડાઇ રહ્યા હતા કોઇને આવા કાવતરા વિષે અંદાજો પણ ન હતો

જો મુસ્લીમોમા ભાગલા હોત અને પહેલા ૫૦ થી ૧૦૦ વર્ષમા ખુનમરાકીઓ થઈ હોત તો, ઈસ્લામીક રાજ્ય બે તૃતીયાંશ દુનીયા ઉપર જીત ન મેળવતુ. તે લોકો ઈસ્લામના પવિત્ર સમયમા થયા હતા અને કુરાન ગવાહી આપે છે કે તેઓ સત્યમા દ્રઢ શ્રધ્ધાવાળા હતા. તેઓ એકબીજા સાથે સ્નેહના બંધને બંધાઈ ગયા હતા. તેઓ અલ્લાહ્થી ખુશ હતા અને અલ્લાહ તેમનથી ખુશ હતો. **[અબ્દુલ કાદીર અલી મુસાવી]**

આ શાંતી અને સમૃધ્ધીના સમયમા કોઇને પણ છૂપા કાવતરાનો અંદેશો પણ ન હતો.

## દુ:ખદ ઘટના:

૨૬મી જીલહ્જ્જા, ૨૩ મી હીજરીની સવારે જ્યારે અઝાન થઈ, નબીના સહાબીઓ મસ્જીદે નબવીમા જમા થયા. હઝરત ઉમર ઈમામત કરવા માટે આવ્યા. જેવી તેમણે તકબીર કહી કે તરત જ એક માણસ તેમની સામે આવ્યો અને ખંજર વડે ઉપરાછાપરી ઘા કરી દીધ. જમા થયેલા લોકોએ ફીરોઝ અબુલુલુને પકડીને તેનો કબજો લઈ લીધો પરંતુ તેણે પોતે જ પોતાના ખંજર વડે પોતાનો જીવ લઈ લીધો હતો. ગુનાને લગતુ એકમાત્ર મજબુત સબુત હંમેશા માટે ખોવાઇ ગયુ. જફીના અને હર્મુઝાન લોકોના રોષનો ભોગ બન્યા. યહુદી સબા બીન શમુન ભાગી ગયો અને સમરકંદમા પોતાના સાથીદારો સાથે મળી ગયો. કાબ અહબરને પકડવામા ન આવ્યો કારણકે તેને મુસલમાન સમજવામા આવતો હતો. અને આ ઘટનાની વિપરીતતા તો જુઓ કે તે માણસ એવુ જ કહેતો રહયો કે જ્યા સુધી તેને પુરેપુરો વિશ્વાસ નહી થાય ત્યા સુધી તે ઈસ્લામ નહી કબુલે.

હઝરત ઉમરના કતલની સાથે જ, ઈરાનીઓના કાવતરાએ મુસ્લીમોને અલ્લાહથી દુર કરવા માંડ્યા એટલે કે તેમને કુરાનથી દુર કરી દેવામા આવ્યા અને તેના બોધને ભુલાવી દેવામા આવ્યો. મહાન ઉમર ફારુક તેમના રસ્તામા બહુ મોટો કાંટો હતો. જ્યારે તેમના કતલની ખબર સમરકંદ પહોંચી, તો ઈરાનના દરબારીઓએ આકાશમા આતશબાજી કરીને ખુશી મનાવી હતી.

હુજ્જતુલ્લાહ અબ્દુલ કાદિર અલી અલ-મુસાવી પોતાની પુસ્તક મિઝાનુલ ફારીસમા લખે છે કે ખીલાફતની સલાહકાર સમીતી એટલી લાયકાત વાળી હતી કે હઝરત ઉમરની શહીદી પછી એક પણ મીનીટનો બગાડ કર્યા વગર, હઝરત ઉસ્માનને બીજા સહાબીઓના સલાહ મશવેરા બાદ ખલીફા જાહેર કરવામા આવ્યા.

# હઝરત ઉસ્માનનુ કતલ:

મારા વાચકોના સમયની કદર કરતા હુ વર્ણન ટુંકમા કરીશ. મે તમને પહેલાજ પારસી, યહુદી અને ખ્રીસ્તીઓના કાવતરા અને તેમની કામ કરવાની રીત વિષે હઝરત ઉમરના જમાનામા બતાવી દીધી છે. તો હવે પછી, ફરી ફરીને તે દર્શાવવામા નહી આવે.

મુઝક્કિરાહ હુર બીન અબ્દુલ રહમાન દ્વારા લખાયેલ મિઝાનુલ ફારીસ, તાહા હુસૈનની ફિત્નતુલ કુબ્રા, યાકુત હમ્દીની અજીબાત તારીખ, અબ્દુલ જબ્બર કરામાતીની કિતાબે દલાઈલે નબુવ્વત સૈયેદના મુહમ્મદ, મુહદ્દીસુલ અસ્ર અલ્લામા તમન્ના ઈબાદીની પુસ્તકો તસ્વિરકા દુસરા રુખ અને ઈન્તિઝારે મહેંદી ઓ મસીહા, અલ્લામા હબીબુર્રહમાન કંધાલવીની મહાન પુસ્તક મઝહબી દાસ્તાને ઓર ઉનકી હકીકત, અલ્લામા ગુલામ અહમદ પરવેઝની શાહકારે રીસાલત, હાવર્ડ યુનિવર્સીટીના પ્રોફેસર ડો. અબ્દુલ હમીદની તારીખે ઈસ્લામ અને આવીજ બીજી ઘણી પુસ્તકોમા ઈસ્લામનો પહેલી સદીનો ઈતિહાસ સુવર્ણ અક્ષરે લખાયેલો છે. પરંતુ તે એક ચીત્રના કકડા જોડવાની રમતની જેમ ટુકડાઓમા વહેંચાયેલો છે. આ ટુકડાઓ જોડે મુકતા, જે ચિત્ર બને છે તે ખુબ જ ખુશી આપનારુ અને પવિત્ર લોહીથી ઝળહળતુ છે.

જેવુ કે પહેલા કહેવાયુ, પર્શીયા પર વિજય પછી, તેના હજારો લોકો, મુસ્લિમ નામો ધારણ કરીને, બહાર અને ખાસ કરીને ઈરાકની આજુબાજુ સ્થાયી થયા હતા કારણ કે ઈરાક પર્શીયાની નજીક હતુ. તેઓની ધરપકડ થવાના અને તેમનો ભેદ ખુલી જવાની સંભવના ખીલાફતના કેન્દ્રમા વધારે હોવાથી તેમની સંખ્યા હેજાઝમા બહુ ઓછી હતી. હઝરત ઉમરને આ પરિસ્થીતીની માહીતી ન હતી. તેથી તેમણે સલાહકાર સમીતીની ભલામણ લઈને હીજરી ૧૮ મા હઝરત અલીને ઈરાકના ગવર્નર નીમ્યા હતા જેથી આ લોકો ઉપર નજર રહે અને તેમને શીક્ષણ આપવામા આવે. તબારી અને કાલીની જેવા ઈતિહાસકારો દ્વારા કરવામા આવેલા અનુમાનો ખોટા હતા, અને હઝરત ઉસ્માનના સમયે બધે જ શાંતી અને સમૃધ્ધી હતી. ઈસ્લામના પુર પોતાની સાથે જમીનો, લોકો અને હ્રદયો ઉપર ફરી વળ્યા હતા. હઝરત ઉસ્માનની મદીના પર અને હઝરત અલીની ઈરાક પર સાવધાન નજર હતી. હઝરત મુઆવીયા સીરીયામા અને હઝરત ઉમરો બીન આસ ઈજીપ્તમા ખુબ જ લાયક ગવર્નરો પુરવાર થયા હતા. તેમના અને બીજા સહાબીઓના સહકારી કાર્યોથી, અને તેમના ઉચ્ચ સંસ્કારોથી ઉત્તેજાયેલી જેહાદે ઈસ્લામને એક પછી બીજા ગઢો જીતાડી દીધા હતા. બધે જ દેખાતુ હતુ કે *"તેમનુ અધીકારક્ષેત્ર પવીત્ર હતુ."* ઈસ્લામના મહાન મુત્સદ્દીઓને પુરેપુરી ખબર હતી કે કુરાન દ્વારા બતાવેલુ રાજ્ય સ્થાપવુ તે પહેલી ફરજ હતી. માનનીય નબી(સ) એ આ મહાન વ્યક્તીઓને પોતે જાતે તૈયાર કર્યા હતા અને તેઓ એકબીજા તરફ અને માનવતા તરફ દયાભાવના ધરાવતા હતા.

તેઓ ઈસ્લામનો સંદેશો દુનીયાના ખુણે ખુણે પહોંચાડવામા એટલા વ્યસ્ત હતા કે તેમને પોતાની જીંદગીઓની પણ પરવા ન હતી. કુરાનની અમરતાએ તેમને ખુબ જ આત્મવિશ્વાસ પ્રદાન કર્યો હતો. એક મહત્વની નોંધવા લાયક વાત એ છે કે તે વખતે લોકોને ઈસ્લામમા આમંત્રણ આપવામા આવતુ હતુ, ન કે દુર ભગાવવામા આવતા હતા (જેવુ કે આજે થાય છે). લોકો સામે ધાર્મીક બહીષ્કાર (તકફીર)ના કોઈ ફતવા ન હતા. તેથી, ઈસ્લામીક રાજ્યોમા જે પણ કોઈ ઈસ્લામ જાહેર કરતો તેને મુસલમાન ગણવામા આવતો હતો. કોઈપણ લોકોના દીલો ચીરીને તપાસ ન હતા કરતા કે કોઈ મુનાફીક છે, કે પારસી કે યહુદી કે ખ્રિસ્તી. નબીના તે સહાબીઓ, કે જેમને આખી દુનીયામા માનથી જોવામા આવે છે, પોતાના દરવાજાઓ પર ચોકીદારો નહોતા રાખતા.

આ પરીસ્થીતીનો ફાયદો ઉઠાવતા, એક ઘરડા યહુદી સબા બીન શમુન, કે જે સબા અસ્સલામેહ જેવુ મુસ્લીમ નામ ધારણ કર્યુ હતુ, અને તેનો દીકરો અબ્દુલ્લાહ બીન સબા, કેન્દ્ર મદીનામા રાત્રીના ત્રીજા પહોરમા પહોરમા પહોંચ્યા, અને હઝરત ઉસ્માનને કે જ્યારે તેઓ કુરાન પઢી રહ્યા હતા પોતાની તલવારોથી કતલ કર્યા. બંનેવ કાતીલો રાત્રે કોઈપણ જાતની ભાળ છોડ્યા વગર અંધકારમા ગાયબ થઈ ગયા. (હીજરી ૩૫).

## હઝરત અલીનુ કતલ :

જ્યારે હઝરત ઉસ્માનને શહીદ કરવામા આવ્યા, હઝરત અલી ઈરાકના ગવર્નર હતા. હઝરત ઉસ્માનના મંત્રીઓએ કુરાનના સલાહમશવરાના હુકમનો તરત જ અમલ કર્યો. મસ્જીદે નબવીમા મદીના અને બહારગામના બીજા સહાબીઓ વચ્ચે સભા ભરાઈ. બે ઠરાવ પસાર કરવામા આવ્યા. એક એ કે હઝરત અલીને ભાવી ખલીફા બનાવવામા આવે અને બીજો કે રાજધાનીને હઝરત અલી જ્યા ગવર્નર હતા ત્યા એટલે કે ઈરાકમા ખસેડવામા આવે. આ સભામા ફરી વખત ખલીફાઓની સુરક્ષા વિષે કોઈ ઠરાવ પસાર કરવામા ન હતો આવ્યો, કારણકે સહાબીઓ કોઈપણ સંજોગોમા એવુ ન હતા ઈચ્છતા કે તેઓ પોતાની જાતને સામાન્ય પ્રજાથી દુર કરી લે. તેમના માટે દરવાજે ચોકીદારો રાખવા એ વિદેશી રીવાજ હતો.

ગમેતેમ પણ, ઈસ્લામીક રાજ્યનુ જહાજ આવા કાવતરાઓ અને કપટના તોફાની દરીયાઓમા પણ સારી રીતે તરતુ રહ્યુ, પરંતુ ૧૮ મી રમઝાન, હીજરી ૪૦મા પર્શીયન દરબારીઓના કાવતરાએ ફરીથી હુમલો કર્યો. પરોઢીયે, હઝરત અલી કુફામા નમાજ પઢી રહ્યા હતા, કે જ્યારે જમશેદ ખોરાસાની નામનો પારસી કે જેણે મુસ્લીમ નામ ધારણ કર્યુ હતુ, તેણે અલી ઉપર અચાનક પોતાના બેધારી ખંજરથી ઉપરાછાપરી હુમલો કરી દીધો. આ હુમલાના ત્રીજા દીવસે, રમઝાન ૨૦મા, ચોથા ખલીફા પોતાના જખ્મોને લીધે મૃત્યુ પામ્યા. આપણી રૂઢીચુસ્ત ઈતિહાસની પુસ્તકોમા આ જમશેદ ખોરાસાની, અબ્દુર રહમાન ઈબ્નલ મુલ્જીમ ખારીજી તરીકે પ્રખ્યાત છે.

## હઝરત હસન   ગવર્નર :

હવે કુફા રાજધાની હતુ અને સલાહકારો ત્યા સભા ભરતા હતા. ખલીફાની ચુંટણી વખતે ફક્ત બે નામ આવ્યા, તે હતા હઝરત હસન અને અમીર મુઆવીયા, કે જે સીરીયાના ગવર્નર હતા. હઝરત હસને ખીલાફતની જવાબદારી સ્વીકારવાની ના પાડી. આથી, હઝરત મુઆવીયાને તેમના ગુણો જેવાકે સારો વહીવટ, રાજકીય નિર્ણયો લેવાની બુધ્ધી અને જનતામા નામના, વગેરેને કારણે ખીલાફત આપવામા આવી. કેટલાક સીરીયનોએ સામાન્ય પ્રજાના વેશમા તેમન ઘરનો પહેરો ભરવાનો શરૂ કર્યો તે પણ ખલીફાની રજામંદી લીધા વગર. ૪૦ હીજરીના રમઝાન મહીનામા કોઈએ હઝરત મુઆવીયા ઉપર હુમલો કર્યો, એક ચોકીદારે હુમલાખોરનુ માથુ ત્યાને ત્યારે જ કાપી નાખ્યુ. હઝરત મુઆવીયાને થોડાક નાના ઝખમો થયા. ઈસ્લામના દુશ્મન તત્વોને લાગવા માંડ્યુ કે તેમના કાવતરા દમાસ્કસમા સફળ નહી થાય કે જે હવે રાજધાની હતુ. તેથી તેઓએ પાછુ ઈરાક તરફ ધ્યાન કેન્દ્રીત કર્યુ, કે જ્યા ઈમામ હસનને હઝરત મુઆવીયાએ ગવર્નર થરીકે નિયુક્ત કર્યા હતા. દયા અને પ્રેમભાવનાના સંસ્કારોથી સિંચાયેલા ઈમામ હસને પોતાના રાજ્યને ધરતી પરનુ સ્વર્ગ બનાવી દીધુ હતુ.

ઈરાકના સરકારી તંત્રને બરાબર રીતે ચાલતુ કરીને તેઓ એ પોતાના હોદ્દા પરથી હીજરી ૪૮ મા ખરાબ તબીયતના લીધે રાજીનામુ આપી દીધુ હતુ અને મદીનામા વસવાટ કર્યો હતો.

આ મહાન વ્યક્તી પોતાની પત્નીની દુશ્મનીનો ભોગ બન્યો હતો. ઈમામ ગઝાલી લખે છે કે *"ઈમામ હસન પાસે ૨૦૦ પત્નીઓ હતી."* અમુક જગ્યાએ એવુ લખ્યુ છે કે ઈમામ ૪ નવી સ્ત્રીઓ સાથે નીકાહ કરતા અને ૪ જુની સ્ત્રિઓને તલાક આપતા હતા અને તે પણ દર અઠવાડીયે! ફક્ત તેમનુ અપમાન કરવા માંગતા વ્યક્તીઓજ આવી ગંદગી આવા મહાન વ્યક્તી ઉપર ઉછાળી શકે છે. હક અલી હક, કે જે જામાઇ અલાઝહર્નાં પુર્વ પ્રમુખ હતા તેમના દ્વારા ટાંકવામા આવ્યુ છે કે ઈમામ હસનની એક પત્ની જાદા બેવફા હતી અને ઈમામ તેને તલાક આપવા ઈચ્છતા હતા. પણ તે કાઈ કરે તે પહેલા તેણીએ તેમને ઝેર પીવડાવી દીધુ. તેઓ ઝેરની અસરથી તાત્કાલીક મૃત્યુ પામ્યા હતા. આ ઘતના હીજરી ૪૯મા મદીનામ બની હતી.

**નોંધ : આપણે એ વાત યાદ રાખવી જોઈએ કે બધી જ ટિપ્પણીઓ આપણા ઈતીહાસકારોની કલ્પનાની ઉડાનો માટે કરવામા આવી છે! મહાન વ્યકતીઓના નામે ઉપજાવેલી અને અશકય વાતો ચઢાવવી એ અસલમાતો તેમનુ અપમાન કરવાનો રસ્તો ખોલે છે. લેખકને હઝરત હુસૈન અને તેમના કુટુંબીજનો માટે ખુબજ માન છે. અને તેથી જ આ પુસ્તક લખવામા આવી રહ્યુ છે.**

# પ્રકરણ ૧૪

# ઈમામ હુસૈનની શહાદત

દ્રઢ નિશ્ચયી કાફલાઓ તેમના રસ્તામા આવતી અડચણો છતા પણ પોતાની મંઝીલ તરફ આગળ વધતા રહે છે. ઈમામ હસનના રાજીનામા પછી, હઝરત મુઆવીયાએ હઝરત ઈમામ હુસૈનને ઈરાકના ગવર્નર તરીકે નીમ્યા હતા. પ્રમાણીકતાની ખીલાફત પોતાની મહાન વિકાસયાત્રા આગળ વધારતી રહી. પહેલી વખત દુનીયા જોઈ રહી હતી એક રાજ્ય કે જે ૩૫ લાખ ચોરસ માઈલનુ સામ્રાજ્ય ધરાવતુ હતુ, કે જેમા એવુ કોઇ ન હતુ કે જે ભીખ લેવા તૈયાર હોય. અને ન તો કોઈ કુતરો દુર દુરના વિસ્તારોમા ભુખથી મરે. આ સમય એક બહુ જ પવિત્ર અને આશિર્વાદ પામેલો હતો કે જ્યારે એક જવાન સ્ત્રી કે જે ઘરેણાથી લદાયેલી હતી એકલી મુસાફરી કરી શક્તી અને તેને અલ્લાહ સીવાય કોઈનો ડર ન લાગતો!

હર્મુઝાન, કે જેણે હઝરત ઉમરને શહીદ કરવાનો કારસો રચ્યો હતો, તે પોતે હીજરી ૨૩મા માર્યો ગયો હતો. તેનો દીકરો જબન બીન હર્મુઝાન પોતાના સગા વહાલાઓ અને સાથીદારો સાથે કુફામા કિશોરવયમા જોડાઇ ગયો હતો. આ એ જ જબન બીન હર્મુઝાન છે જેણે હઝરત હસનને હીજરી ૪૬ મા કતલ કરવાનો નિષ્ફળ પ્રયત્ન કર્યો હતો. **[મીઝાનુલ ફારીસ]**

તે હુમલામા હઝરત હસનને પોતાની જાંગ ઉપર ભયંકર ઈજા થઈ હતી પરંતુ તેઓ બચી ગયા હતા. અહી, એ વાત નોંધવા જેવી છે કે હઝરત ઉસ્માનના કતલ બાદ, સબા બીન શમુન અને અબ્દુલ્લાહ બીન સબા કોઈપણ કળી વગર ગાયબ થઈ ગયા હતા. હુજ્જતુલ્લાહ મુસાવી મુજબ તેઓએ પોતાના બાકીના દિવસો યમનમા ભેષ બદલીને ગુજાર્યા

હતા. જબન બીન હર્મુઝાન પણ હઝરત ઈમામ હસન ઉપર હુમલો કર્યા પછી ભાગી છૂટવામા સફળ રહ્યો હતો જ્યારે કેટલાક લોકો પર શક ગયો હતો.

હઝરત મુઆવીયા ૬૦ હીજરીમા મૃત્યુ પામ્યા. નવો ખલીફા ચુંટવા માટે સલાહકાર સમીતીની સભાઓ દમાસ્કસ, કુફા અને મદીનામા ભરાઇ રહી હતી, અને ત્યારે જબાન અને તેના સાથીદારોએ કુફામા ગવર્નરના ઘરમા રાત્રે ઘુસ્યા હતા. તેઓએ ગવર્નર હઝરત ઈમામ હુસૈનને તલવારના એક જ ઝટકામા તેમનુ માથુ ધડથી અલગ કરીને શહીદ કર્યા હતા. સુરક્ષાના અભાવ અને રાત્રીના અંધકારને લીધે, જબન અને તેના સાથીદારો આસાનીથી ભાગી છુટ્યા હતા. અલ્લામા મસુદીના સંશોધન પ્રમાણે, જબન પોતાની જીંદગીના બચેલા છેલ્લા વર્ષોમા હઝરત અબ્દુલ્લા બીન ઝુબૈર વિરુધ્ધ સક્રીય રહ્યો હતો. છેવટે, તેને હઝરત અબ્દુલ્લા પર ખુની હુમલો કરવાના બનાવ વખતે હીજરી ૭૦ મા ઠાર મરાયો હતો. તેણે બલાલ બીન યુસુફ એવુ ઈસ્લામીક નામ ધારણ કર્યુ હતુ.

## <u>કેટલીક વિચિત્રતાઓ :</u>

કરબલાની સ્ત્યતા પ્રસ્તુત કરતી વખતે, મે ઈતિહાસની ઘણી પુસ્તકોના હવાલઓ લીધા છે. ટુંકાણમા લખવાની ઈચ્છા છતા પણ, મે પ્રમાણભુત હવાલાઓ આપ્યા છે. આ સંશોધને એ વાત ફરજીયાત બનાવી દીધી હતી કે બહુ મોટા પ્રમાણમા માહીતીના ટુકડાઓ ભેગા કરવામા આવે અને તેમને ગોઠવીને આખુ ચિત્ર ઉપસાવવામા આવે. તમે સવાલ પુછી શકો છે (જેમ કે અમારા ઘણા માનનીય વાચકોએ પુછ્યા હતા), શા કારણે કોઈએ પહેલા આવી પુસ્તક ન લખી ? કદાચ જવાબ એજ છે કે જે મે મારી પુસ્તક *"ઈસ્લામના મુજરીમો"* મા લખ્યો છે. બહુ ટુંકાણમા જોઈએ તો, અંધશ્રધ્ધા, ચર્ચાવિચારણાની ઉણપ, ભ્રષ્ટ નીતીઓથી નિરાશા, જીવનુ જોખમ, ધાર્મીક ફતવા વગેર વગેર જેવા કારણો. કેટલાક આલીમોએ બીજા વિષયોને વધારે મહત્વ આપ્યુ હોઈ શકે છે.

આપણો પહેલો ઈતિહાસ તબારી દ્વારા લખાયેલો છે. સમયગાળો ? ત્રીજી અને ચોથી સદીના મેળાપના સમયે. તેમની પાસે પ્રાથમીક પુરાવાઓ શા હતા? એક કાગળનો ટુકડો પણ ન હતો. જે કાઈ પણ તેમણે લખ્યુ તે એવી વાત પર હતુ કે *"ફલાણાએ ફલાણા પાસેથી સાંભળ્યુ હતુ".* કોની પાસેથી સાંભળ્યુ હતુ ? એવા પાસેથી કે જેણે બીજા કોઈ પાસેથી સાંભળ્યુ હતુ અને તેવુ જ આગળ પણ.... અને એનાથી પણ ખરાબ કે, તબારી એ પોતાને જે સાચુ લાગ્યુ તે લખ્યુ હતુ. તેણે તે જ લખ્યુ જે તેની પારસી બુધ્ધીએ તેને સમજાવ્યુ અને... તેણે એ લખ્યુ કે જે બધુ તેને રાજાએ લખવાનો હુકમ આપ્યો હતો. આ બધા ઉપરાંત, તેણે એ બધુ પણ લખ્યુ જે તેના દીમાગમા હર્મુઝાન, જફીના અને સબા બીન શમુનના વંશજો દ્વારા ભરવામા આવ્યુ હતુ. તબારી પાસે એક સારી વાર્તા ઉપજાવવાની ક્ષમતા હતી. તેણે રાજાઓને શુ કરવુ અને શુ ન કરવુ તેવી મુંજવણમાથી મુકતી અપાવી દીધી. અબ્બાસી રાજાઓને માફક આવે તેવો ઈતિહાસ અને તફસીર કે જે તેમની રાજાશાહીને કાયદેસર ઠેરવે, તેમની ધનીકતા અને ભોગવિલાસના દરવાજા ખોલી નાખે, તેમને અમાપ ધન એકઠુ કરવાની છુટ આપે અને તેમના જનાનખાનાઓને સ્ત્રીઓથી ભરી રાખે. તબારીએ તેઓને બધુ જ આપી દીધુ. બદલામા તેઓએ તેને ભેટ સોગાદો, ઈનામો અને થાપણો આપી ધનવાન બનાવી દીધો હતો. પાછળથી, ઈતિહાસ (૧૩ ગ્રંથોમા) અને કુરાનની તફસીર (૩૦ ગ્રંથોમા)નુ સંકલન કરી તેને બહુ ઊંચા ઈમામના દરજ્જા પર પહોંચાડી દેવામા આવ્યો અને તેને ઊંચે ચડાવવા વીષે કોઈથી પણ કાંઈ પણ બોલાયુ નહી.

પછી વારો હતો મુહમ્મદ બીન યાકુબ બીન ઈશાક અલ કાલીનીનો. તેનો પારસી વારસો પણ બહુ પ્રભાવશાળી હતો. **[મીઝાનુલ ફારીસ]**

તબારીની જેમ જ તેની પાસે પણ કોઇ દસ્તાવેજના કાગળનો ટુંકડો પણ ન હતો શરુઆત કરવા માટે. તેણે પણ ફક્ત સાંભળેલી વાતો લખી હતી અને તે પણ એટલી મોડી કે ચોથી અને પાંચમી સદી હીજરીમા. ખુલ્લા દિમાગના અને પ્રબુધ્ધ વાચકો વિચારી શકે છે કે ફક્ત અફવાઓ આધારીત પુસ્તકોમા સત્યનો કેવો ચિતાર હોઇ શકે છે.

તબારીએ ખાસ કરીને રાજાઓના ટેકા દ્વારા પ્રભાવ મેળવ્યો હતો. તેનુ ઉચ્ચાલક બળ એ હતુ કે જો કોઇ પણ તેની સાથે કે બીજા મુહદ્દીષો સાથે મતભેદ કરે અથવા તો નિંદા કરે તો, રાજાશાહી કાઝીઓ તેવા લોકોને પાખંડી કે મુતઝીલ્લી જાહેર કરતા અને તેનુ માથુ કાપી નાખતા હતા. આવા લોકો દ્વારા લખાયેલ લખાણોને ચુલાઓમા સમર્પીત કરી દેવામા આવતા હતા. આજ કારણ હતુ કે જેથી, જેમ જેમ સમય પસાર થતો ગયો, તબારી અને બીજા મુહદ્દીષોનાઅ લખાણો વધારે ને વધારે પ્રમાણીત થયા ગયા અને પવીત્ર ગણાવા લાગ્યા. મુતઝીલ્લીઓ (રસ્તો બદલનારા) કોણ હતા? એવો કોઇપણ વ્યક્તી જે પોતે વિચારવાની અને પોતાનુ મગજ વાપરવાની જહેમત ઉઠાવતો હતો.

વાત તો ત્યા સુધી પહોંચી ગઇ કેમ જો કોઇ આ પુસ્તકો સામે આંગળી પણ ચીંધે તો તેને પાખંડી જાહેર કરી દેવામા આવતો. આ પરીસ્થીતી દરમીયાન, કોણ સત્ય બોલી શકે? કોઇ કેવી રીતે વાંધો ઉઠાવી શકે?

અલ્લામા હબિબુર્રહમાન કન્ધાલવી મુજબ, અબ્બાસી રાજાઓના સમયે મહત્વના સરકારી હોદ્દાઓ ઉપર પારસીઓ હતા. અને તેમની સ્ત્રિઓ અબ્બાસી રાજાઓના જનાનખાનાઓની રોનક હતી. આવી આબોહવા વચ્ચે, ધાર્મીક શ્રધ્ધામા ઘણા ભયંકર ફેરફારો થયા હતા. સાચી ખબરો પહોંચાડવાની બાબત પણ ખળભળાત ઉભો કરી દે એવી હતી. જેવી રીતે ઇતિહાસકારો પારસીઓ હતા તેવી જ રીતે હદીષ અને સીરતો લખનારા પણ યહુદીઓ અને પારસીઓ જ હતા. મહાન પયગંબરના યુધ્ધો અને તેમની આત્મકથા સૌથી પહેલા લખનાર પણ મુસ્લીમ વેશમા પારસી જ હતો જેણે મુહમ્મદ બીન ઇશાક બીન યાસર નામ ધારણ કર્યુ હતુ. તેણે લખેલુ સંકલન ક્યાય મળતુ નથી પરંતુ તેમા ફેરફાર કરીને લખાયેલી પુસ્તક સીરત ઇબ્નલ હિશામ છે. તેનુ ધ્યેય, બીજાઓની જેમ જ હતુ, કે નબીની પ્રસંશા વાળા કેટલાક મુદ્દા લખવા (જેથી કરીને વિશ્વનીયતા મળે) અને પાછળથી અપમાન જનક વાતો લખવી અને તરત ફરીથી પ્રસંશા જનક વાતો લખવી જેથી કરીને તેના લખાણો સામાન્ય લોકોમા સ્વીકાર્ય રહે. તેની વાર્તાઓના મુળ યહુદીઓ હતા. તેથી જ ઇમામ મલીકે મુહમ્મદ બીન ઇશાકને એક જુઠ્ઠો કહ્યો હતો. મુહમ્મદ બીન ઇશાક અને તેના પહેલા ફેરફારવાળા પુસ્તક કે જે ઇબ્ને હીશામ દ્વારા લખાયેલ હતુ, બન્ને વચ્ચે જેટલી પણ ખબર પહોંચાડનારા હતા તેઓ પારસી જ હતા, જેવાકે ઝિઆદ અલ-બકાઇ, મુસ્લિમાત અલ અબરાશ અને હમીદ રાઝી. અને બીજા પણ જેવા કે વાકીદી કે જે એક કટ્ટર પારસી હતો અને પોતાના જમાના એક મોટા જુઠ્ઠા તરીકે મશહુર હતો. **[મઝહબી દાસ્તાને ઓર ઉનકી હકીકતે]**

આ પાત્રો દ્વારા કાગળ પર વેરાયેલા મોતીઓમાથી એક અમે અહી લખીએ છીએ :

> *જે કોઇપણ વ્યક્તી બે રકાત નમાઝ પઢતા પઢતા રાજકુમારી શહરબાનુના સૌંદર્યની પોતાના દિમાગમા કલ્પના કરે તો તેને જન્નતમા ૭૦,૦૦૦ મહેલો આપવામા આવશે. દરેક મહેલને ૭૦,૦૦૦ ખંડો હશે, અને દરેક ખંડમા ૭૦,૦૦૦ સિંહાસનો હશે અને દરેક સિંહાસન પર ૭૦,૦૦૦ હુરો હશે જે તમેન ગળે લગાડવા તત્પર હશે.*

આ પ્રકારની પુસ્તકોને લાગુ પડતી એક બીજી એક બીમારી એ છે કે , ઈતિહાસ, કુરાનની તફસીર અને નબીની હદીષો વચ્ચે કોઇ પણ પ્રકારની ભેદરેખા જ નથી. તે બધા જ એકબીજા સાથે સમજમા ન આવે તે રીતે ગુંચવાઇ ગયેલ છે. અને તેઓ વિરોધાભાષથી ભરપુર છે.

અલ્લામા શિબ્લી નૌમાની પોતાની પુસ્તક સિરતુન્નબીના પા. નં. ૨૭ પર ઈમામ હંબલની એક વાત નકલ કરી છે કે, *"ત્રણ પ્રકારની પુસ્તકો બીલકુલ પાયાવિહીન છે, મુઘાઝી, મલાહમ અને તફસીર."* **[નબીના યુધ્ધો, સપનાઓ અને ભવીષ્યવાણીઓ અને કુરાનનુ સ્પષ્ટીકરણ]**

ઈમામ બુખારીએ એવો દાવો કર્યો છે કે નબીના સહાબીઓ તેમની મૃત્યુ પછી ધર્મથી ફરી ગયા હતા. તબારી લખે છે કે, *"અલ્લાહના નબીએ કહ્યુ કે મારા કેટલાક સહાબીઓ મને હોજે કૌસર પર મળવા આવશે. અલ્લાહ તેમને મારી હાજરીથી દુર કરી દેશે. હુ કહીશ કે, 'યા અલ્લાહ ! આ મારા સાથીદારો છે.' મને જવાબ મળશે કે તમે જાણતા નથી કે તમારા ગયા પછી તેમણે કેટલા ખરાબ કામો કર્યા છે."* દડાને આગળ ગબડાવતા હાફીઝ ઈબ્ન હજર કહે છે કે, *"ઉમરો બીન સાબીતે કહ્યુ હતુ કે તેઓ બધાજ સિવાય કે પાંચ, નબીના મૃત્યુ પછી ધર્મથી ફરી ગયા હતા."* અને આયતુલ્લાહ અલ ઉઝમા અલ હુસૈનીએ તો દડો રેખાની પાર કરી દીધો. તે કહે છે કે, *"જે પાંચ બાકી રહ્યા હતા (ઈસ્લામમા) તેઓ હતા, ૧. સલમાન ફારસી, ૨. મિકદાદ, ૩. અબુઝર, ૪.અમ્માર, ૫.હઝીફા."* આ નાટકથી સંતુષ્ટ ન થતા, બચેલા લોકોની સંખ્યા ત્રણ કરી દેવામા આવી. હઝરત અમ્માર અને હઝરત હઝીફા પણ ઈસ્લામના દાયરાથી બહાર ફેંકી દેવામા આવ્યા હતા. આ થયા દડાના બે ગોલ! શુ આ રસ્તાનો અંત છે? ઈતિહાસકારો અને મુહદ્દીષોએ હઝરત અલી, હઝરત ફાતીમા અને હઝરત હસન તથા હઝરત હુસૈનનો પણ સમાવેશ બચેલા લોકોમા નથી કર્યો! શુ હવે રસ્તો પુરો થઇ ગયો? ના, હજુ નહી. બીજો એક ગોલ થયો. આપણા ઈતિહાસકારો કહે છે કે હઝરત મિકદાદ અને અબુ ઝર ગફ્ફારીનુ ઈમાન વજનમા સલમાન ફારસી કરતા ઘણુ ઓછુ હતુ તેથી તે બંનેવ ને પણ પાખંડી જાહેર કરવા!

આમ અંતમા જોઈએ તો, નબીના મૃત્યુ પછી, ફક્ત એક જ મુસ્લિમ આ દુનીયામા બાકી રહ્યો હતો, સલમાન ફારસી અને તે પણ પર્શિયાનો!

મુવત્તાથી પ્રખ્યાત ઈમામ મલીક પણ પાછળ નથી રહ્યા. તેઓ તો ઉપરના ટોળાથી પણ આગળ નિકળી ગયા. તેમને પોતાની પુસ્તક 'કિતાબુલ જેહાદ' મા આ વાર્તાના પાયા નાખ્યા કે, *"અલ્લાહના નબીએ કહ્યુ હતુ કે ઉહદના શહીદોના ઈમાનની ગવાહી તેઓ પોતે અલ્લાહ સમક્ષ આપશે. હઝરત અબુ બકરે પોતાના વિષે પુછ્યુ. નબી કે કહ્યુ, 'મને ખબર નથી કે મારા ગયા પછી તમે શુ નવીનતાઓ લાવશો.' હઝરત અબુ બકરે રડવાનુ શરુ કરી દીધુ અને રડતા રહ્યા રડતા રહયા. નબીએ તેમને સાંત્વના પણ ન આપી."* **[સાત સહાબીઓનુ જીવન ચરીત્ર, ગ્રંથ ૩, પા. ૧૯]**

વાચકો, એ વાત બહુ નવાઇ પમાડે છે કે, આપણે મુસ્લીમો આ પુસ્તકોને સૌથી સચોટ માનીએ છીએ, કે તેમની ખરાઇ તો કુરાન પછી બીજા નંબરે ગણાય છે, ભલે ને તેમા મનુષ્યની બુધ્ધીનુ હદ પારનુ અપમાન કરતી પુસ્તકો છે. કેટલાક લોકો બુખારી અને મુસ્લીમને સૌથી સચોટ પુસ્તકઓ ગણાવે છે જ્યારે કે બીજા આ ગુણ અલ કાલીની, તબારી અને તુસી માટે વાપરે છે. બહુ ગવાયેલા મુલ્લા **'મૌલાના'** મૌદુદી, વાહિયાત વાતોને ૨૦મી સદીમા જોતા, અભીપ્રાય આપે છે કે, *"જો આપણે આ વાર્તાઓમા વિશ્વાસ ન કરીએ તો આપણી પાસે બચે શુ?"* આપણી પાસે અલ્લાહની પુસ્તક બાકી રહેશે, દેખીતુ છે, પરંતુ આ વાત તેમના નાના મગજમા ન ચમકી! સત્ય તો એ છે કે, મુસ્લિમો માટે એક આ એક સરળ કામ હોવુ જોઇએ. ઈતિહાસકારોએ અને મુહદ્દીષોએ જે નકલ કર્યુ છે તેને કુરાન વડે સચોટ ચકસણી કર્યા પછી જ સ્વિકારવુ જોઇએ. દા.ત. શુ કુરાન કહે છે કે નબીના મૃત્યુ બાદ તેમના સહાબીઓ કપટી બની જશે!

વાચકોની માહીતી માટે, અમે અહી નીચે અમુક ઈતિહાસકારો અને મુહદ્દીષોના મૃત્યુના વર્ષ દર્શાવીયા છે. આ તે નક્કી કરવામા મદદરૂપ થસે કે કેવી રીતે અને ક્યારે ઉપર દર્શાવેલા મોતીઓ કાગળો પર વેરાયા હતા. બે તથ્યો હંમેશા મગજમા રાખવા જોઈએ. પહેલુ તો એ કે મુહમ્મદ (સ.અ.વ.) હીજરી ૧૧ મા મૃત્યુ પામ્યા હતા, અને બીજુ એ કે નબીના મૃત્યુના ૨૫૦ વર્ષ પછી, આ પુસ્તકો લખનારા લેખકો પાસે હવાલો આપવા માટે એક કાગળનો ટુકડો પણ ન હતો, અને કે જેવુ તેઓ લખે છે કે ફલાણે ફલાણા પાસે થી સાંભળ્યુ કે ફલાણે બીજા પાસેથી જાણ્યુ હતુ કે... વગેર વગેરે. અથવા તો આવા જ અર્થવાળુ કાઈક કહ્યુ હતુ અથવા તો આવુ જ બીજુ કાઈ. કેટલાક જાણીતા નામ નીચે મુજબ છે :

| **લેખક / સંકલનકર્તા** | **મૃત્યુનુ વર્ષ    હીજરી સન** |
|---|---|
| **ઈબ્ને જરીર તબારી** | **૩૧૦ - કુરાનની તફસીર કરનાર, રીવાયતો લખનાર અને કાયદાશાસ્ત્રી (ફાકીહ)** |
| **મુહમ્મદ ઈસ્માઈલ બુખારી** | **૨૫૬** |
| **મુસ્લીમ બીન હજ્જાજ** | **૨૬૧** |
| **અબુ દાવુદ** | **૨૭૫** |
| **અબુ અબ્દુલ્લાહ બીન માજાહ** | **૨૭૩** |
| **અબુ મુસા તિર્મીઝી** | **૨૭૯** |
| **અબ્દુર રહમાન નિસાઈ** | **૩૦૩** |
| **મલીક બીન અનસ** | **૧૭૯    મુવત્તા ઈમામ મલીક** |
| **અહમદ બીન હંબલ** | **૨૪૧    મુસ્નદ અહમદના કાયદાશાસ્ત્રી** |
| **શાફી** | **૨૦૪    મુસ્નદ શાફીના કાયદાશાસ્ત્રી** |
| **મુહમ્મદ બીન યાકુબ બીન ઈશાક અલ કાલીની** | **૩૨૯    અલ કાફીના લેખક** |
| **શૈખ સદ્દુક અબુ જાફર મુહમ્મદ બીન અલી તબરાસી** | **૩૮૧    મન યઝહરલ ફાકીહના લેખક** |
| **અબુ જાફર મુહમ્મદ ઈબ્ને હસન તુસી** | **૪૬૦    તહઝીબુલ અહકામ અને અલ ઈસ્તબસારના લેખક** |
| **અબુ હનીફા** | **૧૫૦    પુસ્તક વગરના કાયદાશાસ્ત્રી** |

**<u>એક સવાલ :</u>**

આ લગભગ એક માફકસરનો પડાવ છે વાંચકોના સવાલોના જવાબ આપવા માટે. દા. ત. તેઓ પુછતા હશે કે, *"તમે ઈતિહાસકારો અને મુહદ્દીષો પર ચારેબાજુથી ટીપ્પણીઓ કરી રહ્યા છો, તો તમે કયા ફીરકાના છો ? તમારી લાયકાત શુ છે? શુ તમે કાદીયાની છો? સુન્ની? શીયા? ઈસ્માઈલી? પરવેઝી? વહાબી? દેઓબંદી? કે બરેલવી? શુ તમે ધાર્મીક છો કે અધાર્મીક? મતભેદ ધરાવતા? ફેરફારવાદી વિચારધારાવાળા છો? તમે છો કોણ?"*

હુ સત્યાતા પુર્વક જાહેર કરુ છુ કે હુ કોઇ ફિરકા સાથે જોડાયેલો નથી! ચોખ્ખી અને સાદી વાત, હુ ઈસ્લામ પર ચાલુ છુ. હુ સંપુર્ણ રીતે જાણુ છુ કે ફિરકાવાદ એ શિર્ક છે એટલે કે અનેકઈશ્વરવાદ અને આપણે પોતાના માલીક સામે કયામતમા ઊભા રહીને જે પણ બોલ્યા અને લખ્યુ છે તેના વીષે જવાબ આપવો પડશે. હુ કોઈની પાસે એવો સવાલ નહી કરુ કે મારી તાબે થઈ જાઓ. મે વાચકો માટે સમય બચાવવા અને સરળતાથી સમજાવવા કે આપણી મોટી મોટી, જુની પુરાણી અને સચોટ તથા પવીત્ર પુસ્તકોમા શુ લખેલુ છે. હુ સલાહ આપીશ કે તમે આ પુસ્તકોનો એક ટુંકો અભ્યાસ જાતે કરો અને પોતે જ નીર્ણય લો.

ધણા માનનીય અને નિખાલસ વાચકો કહે છે કે ડો. શબ્બિર અહમદે દરેક ધર્મ અને માન્યતાઓ વીરુધ્ધ લખ્યુ છે કે જેમા ખ્રીસ્તી ધર્મ, યહુદી ધર્મ, કાદિયાની પંથ, બહાઇ પંથ, હિન્દુ ધર્મ અને ઈસ્લામનો સમાવેશ થાય છે. સત્યતો એ છે કે તેણે પોતાની પુસ્તકઓમા ધાર્મીક સાશન, સુફી પંથ, મુલ્લા ધર્મ, શિઆ, સુન્ની, દેઓબંદી, બરેલ્વી બધાની જ વિરુધ્ધ લખ્યુ છે. શુ તેને આ પ્રયત્નોમા કોઈ ભય નથી લાગતો?

હુ આ વાચકોનો પોતાના દિલથી આભાર માનુ છુ. મારો જવાબ એ છે કે મને જોખમોની ખબર છે. છતા પણ, શુ એવુ કશુ પણ સદ્કાર્ય છે કે જે વ્યકતી ભય વગર કરી શકે? હુ કોઇએ ફીરકાની કે પંથની વિરુધ્ધ નથી લખતો. હુ ફક્ત સત્યા દર્શાવુ છુ. હુ જે ઘરમા પેદા થયો તેમની માન્યતાઓને પણ હુ કદાચ પડકારી રહ્યો હોઇશ.

# <u>પ્રકરણ ૧૫</u>

# <u>સવાલ અને જવાબ વિભાગ</u>

પ્રીય વાચકો, આ પુસ્તકના સંકલન દરમીયાન કેટલાક સન્નારીઓ અને શ્રીમાનોએ મને કેટલાક બહુ મહત્વના સવાલો પુછ્યા હતા :

**૧. ચલો માની લઈએ કે તમે કોઈ ફીરકામા માનતા નથી પણ તમને બીજાઓની કોઇ ને કોઇ માન્યતાઓ સાથે અણગમો તો હશે જ ને? - હસન અખ્તર, ડેટ્રોઈટ.**

**<u>જવાબ</u>:** હુ એ હકીકતનો સ્વીકાર કરુ છુ કે હુ કોઇ ફીરકામા નથી માનતો. અલ્લાહના પયગંબર માટે માન અને પ્રેમ જ મારી જીંદગીને સ્થીર રાખે છે. **આ કુરાનનો જ હુકમ છે કે, જે કોઈપણ પોતાની જાતને ફીરકા સાથે જોડે છે તેમનો નબી(સ) સાથે કોઈ નાતો નથી (૬:૧૬૦).** હુ આવો અંત કદી ન વહોરી લઉ. અને જ્યા સુધી મારા કોઈ રીવાજો ન

ગમવાની વાત છે તો, મારી પસંદ અને નાપસંદનુ કોઇ મહત્વ નથી. હા, હુ કુરાન બહારની માન્યતાઓને જ્યા પણ મળે નકારી કાઢુ છુ.

**૨. તમારી પુસ્તક "કરબલા : સત્ય કે કલ્પના" શીયાઓ સિવાય અમારા એવા આલીમો કે જે શીયા નથી છે તેમની મંજુરી નહી મળે! - હાફીઝ ગુલામ મુહમ્મદ, જેક્સન વિલે.**

<u>**જવાબ:**</u> ચિકિત્સાવિદ્યાની સાથે સાથે હુ, ઇતિહાસ, મનોવિજ્ઞાન ફિલસુફી અને ધર્મશાસ્ત્રનો પણ વિદ્યાર્થી છુ મારી ક્ષમતા મુજબ મે પુરેપુરૂ સંશોધન અને ચર્ચાવિચારણા કર્યા પછી માન સાથે આ સત્ય હાજર કર્યુ છે એ જરૂરી નથી કે શીયાઓ કે બીન શીયાઓ મારા સંશોધન સાથે સહમત થાય જ

**૩ આ પુસ્તકના વિષયવસ્તુને ધ્યાનમા રાખીને હુ એક સવાલ પુછવા માંગુ છુ કે પંજતન પાક પવિત્ર પાંચ પાછળનુ સત્ય શુ છે હુમેરા જાફરી ઓર્લેન્ડો**

<u>**જવાબ**</u> ઘણા બધા મુસ્લીમો ભલેને તેઓ ગમે તે ફીરકાના હોય નીચેના પાંચ વ્યક્તીઓને પંજતન પાક ગણે છે

રસુલુલ્લાહ હઝરત અલી હઝરત ફાતીમા હઝરત હસન હઝરત હુસૈન આ લોકોની પવિત્રતા ઉપર કોણ શક કરી શકે છે છતા આ નામ પંજતન પાક કે એના જેવો જ બીજો કોઇ શબ્દ કુરાનમા આવતો નથી અને ન તો આ પાંચમાથી નબી સિવાય કોઇના નામ આપેલા છે અલ્લાહના પુસ્તક મુજબ પવિત્રતા અને દરજ્જો વ્યક્તીના કાર્યો પર આધાર રાખે છે અને ન કે તેના વારસા પર

**૪. મુસ્લીમો કાયમ ખ્રીસ્તીઓના ત્રીકોણ (ટ્રીનીટી) પર બુમરાણ મચાવે છે, તો તેમન પોતાના પંચકોણ (પંજતન પાક) નુ શુ! - એન્ડ્રીયા મસીહ, ગુજરાનવાલા.**

<u>**જવાબ:**</u> મહેરબાની કરીને ઉપર આપેલ સવાલ અને તેનો જવાબ જોઇ લેવો. આ એક બીન કુરાનીક માન્યતા છે. મુસ્લિમો માટે ખાસ, અને આખી માનવજાત માટે પણ, અંતીમ આધાર હુકમ અલ્લાહનુ પુસ્તક છે. ખ્રિસ્તી દેશો પણ જલ્દી જ સમજવા લાગ્યા છે કે, છેવટે દુનીયાએ માનવીઓના માર્ગદર્શન અને એકતા માટે કુરાનનો જ આધાર લેવો પડશે. કુરાનમા કોઇ પંચકોણ નથી.

**૫. મુલ્તાનના એક ખતીબ અને મુહદ્દીષ મુહમ્મદ યાસીન જાફરી એ આ પુસ્તકની હસ્તપ્રત વાંચ્યા પછી કહ્યુ કે, *"તમારી આ પુસ્તક આપણા ઈતિહાસમા રહેલી અગણીત અતિશયોક્તીને કચડી નાખવામા ખુબ મદદરૂપ થશે. પરંતુ મહેરબાની કરીને તાથીરની આયતનો અભ્યાસ કરી લેજો."***

<u>**જવાબ:**</u> હુ જનાબ જાફરીનો અભારી છુ કે તેઓ એ હસ્તપ્રતને વાંચી અને મહત્વની સલાહ આપી. તેમની ઇચ્છાને માન આપીને મે તાથીરની આયતનો (૩૩:૩૩) અભ્યાસ કર્યો હતો. સુરે અહઝાબની આયતો ૨૮ થી ૩૪, બધી જ નબી (સ) ની પત્નીઓને (ઇમાનવાળાઓની માતાઓ) ઉદ્દેશીને કહેવાઇ છે. હઝરત અલી ઘર-જમાઇ ન હતા તેથી આ આયતમા એવી કોઇ નીશાની નથી કે તે હઝરત અલી, હઝરત ફાતીમા, હઝરત હુસૈન અને હસન (ર.અ.) ને લાગુ પડે.

આ બાબતને લગતી બધી જ રિવાયતો ત્રીજી કે ચોથી સદી હીજરીમા લખાયેલી હતી. એવા લોકોના મગજની ઉપજ કે જે લોકો મુસ્લીમો વચ્ચે ફુટ પડાવવા ઈચ્છતા હતા.

૬. આપણા માનનીય શૈખુલ હદીષ મુફતી મુહમ્મદ ઈરશાદ નીઝામી એ પણ કરબલાની હકીકત પુસ્તક પર અભ્યાસ પછી ટીપ્પણી આપવાની મહેરબાની કરી હતી. તેઓ કહે છે, *"તમારા હવાલાઓ એકદમ ખરા છે. તમારો પ્રયત્ન બે પ્રકારની પ્રતીક્રીયાઓ પેદા કરશે, કેટલાક લોકોને ખોટુ લાગસે. બીજી બાજુ, નિષ્પક્ષ વિચારકોને તેમા ઈસ્લામના બે મોટા ફીરકાઓને ભેગા લાવવાની ક્ષમતા દેખાશે."* શેખ સાહેબ આ પ્રયત્ન માટે ઘણી દુઆઓ આપતા આગળ લખે છે કે, "આ પ્રકારનુ સંશોધન અમારા જેવા ઘરડાઓ દ્વારા થવુ જોઈતુ હતુ. હવે , આ ૮૦ વર્ષની ઉંમરે, જેમકે , હુ મારા ઘરની બારીની બહાર કયામતનો મંજર જોઈ રહ્યો છુ, મને અ દુનીયા છોડતા એ સંતોષ થશે કે, કોઈકે તો છેલ્લે એ કામ કર્યુ કે જે સદીઓ પહેલા થઈ જવુ જોઈતુ હતુ." તેમણે એ વાત પર જોર આપ્યુ હતુ કે નિચેના બે મુદ્દા તેમના તરફથી પુસ્તકમા સમાવવામા આવે :

*૧. આયત ૩૩:૩૩ મા અહલે બૈત (ઘરના સભ્યો) મા ફક્ત એવા લોકોનો સમાવેશ થાય છે જે રસુલના ઘરમા રહેતા હતા એટલે કે તેમની પત્નીઓ અને તેમની ઓલાદો. જો કદાચ હઝરત અલીને પિતરાઈ તરીકે સમાવેશ કરાવામા આવે, તો પછી શા માટે હઝરત અબ્બાસ બીન અબ્દુલ મુત્તલીબ કે જે કાકા તરીકે સગપણમા વધારે નજીક હતા તેમને બાકાત રાખવામા આવે? બધાને જ ખબર છે કે પિતરાઈ કરતા કાકા ની સગાઈ વધારે નજીકની કહેવાય. આ વાતને ધ્યાનમા રાખતા, અબ્બાસીદના ઘણા ખલીફાઓ પોતાના રાજ્યને અહલે બયતનુ રાજ્ય ગણાવતા હતા. પહેલા ખલીફા અબુલ અબ્બાસના ટેકેદારોએ તેને ઈમામ તરીકે હકદાર ગણ્યા હતા.*

*૨. સુરે શુરા (૪૨:૨૩) મા વર્ણન છેમ મુઅદ્દતા ફીલ કુર્બા નજીકનાઓ માટે કાળજી. "તેમને કહી દો કે હુ તમારી પાસે મહેનતાણુ નથી માંગતો. જો તમને મારી ઉપર ભરોસો ન હોય તો, ઓછામા ઓછુ મારા નજીકનાઓની કાળજીતો રાખો. હુ તમારામાનો એક છુ છતા તમે મને ત્રાસ આપો છો?" અહી, એ વાતની નોંધ લેવી જોઈએ કે કેટલાક લોકો અહી મુઅદ્દતા ફીલ કુર્બા નુ અર્થઘટન એવુ કરે છે કે લોકોને સવાલ કરવો કે પોતે નબી હોવાથી મહેનતાણા પેટે પોતાના સગાઓની કાળજી રાખવી, એ કોઈપણ રીતે વિચારો ખોટુ જ છે. આવી વ્યાખ્યા કુરાનની બહાર છે. કુરાન પ્રમાણે, રંગ અને જાતી કોઈપણ રીતે માન પામવાનો પાયો ન હોઈ શકે. અને બીજુ એ કે નજીકના સગાઓને ઝિલ કુરબા અથવાતો અકરબા કહેવાય છે ન કે ફીલ કુર્બા.*

હઝરત નુહ, લુત, સાલેહ, શોઐબ અને બીજા બધાજ નબીઓએ તેમની ઉમ્મતોને કહ્યુ હતુ કે તેઓ પોતાના કાર્યો માટે કોઈ પણ પ્રકારનુ મહેનતાણૂ નથી માંગતા. પછી, કેવી રીતે છેલ્લા નબી મહેનતાણુ માંગે? કુરાને આ પ્રકારની માન્યતાને મુળમાથી જ ઉખાડી નાખે છે ક્યારે જાહેર કરે છે કે વ્યક્તીનુ પોતાનુ વ્યક્તીત્વ જ તેના માનનો માપદંડ હોઈ શકે છે. હઝરત ઈબ્રાહિમના પિતા હોવા છતા અઝારને કોઈ ફાયદો ન પહોંચ્યો, ન તો હઝરત નુહના દીકરાને તેમની ઓલાદ હોવાનો કોઈ ફાયદો પહોંચ્યો હતો. સગપણ હઝરત નુહ અને લુતની પત્નીઓને પણ કામ ન આવ્યુ હતુ. તેવી જ રીતે, નબી (સ)ના વારસોમા જ મુહમ્મદ અલી બાબ જેવા લોકો પેદા થયા હતા કે જેઓએ ઈસ્લામ છોડીને બહાઈ ધર્મની સ્થાપના કરી હતી.

આપણા માનનીય શૈખુલ હદીષ મુફતી ઈરશાદ નીઝામી આવી જ રીતે દુર હોવા છતા મારુ માર્ગદર્શન કરત રહ્યા હતા. અલ્લાહ તેમને આનુ સારુ ઈનામ આપે!

**૭. રસુલ કેમકરીને પોતાનો વારસ જાહેર કર્યા વગર દુનીયા છોડી શકે? - કાઝીમ અલી ઝૈદી.**

**<u>જવાબ:</u>** સુરે શુરા સલાહમશવરાનો નીયમ હંમેશા માટે સ્થાપી દે છે.

**૮. મને લાગે છે કે મૌદુદી સાહેબ સાચુ જ કહે છે કે જો આપણે ઈતિહાસકારોનાઅ લખાણો ન સ્વિકારીએ તો આપણી પાસે શુ બચશે ? - અલહાજ મુહમ્મદ રાઘીબ સિદ્દીકી, લાહોર.**

**<u>જવાબ:</u>** મુસ્લિમોની પરીસ્થીતી બીજાઓની સરખામણીમા અલગ છે. તેમની પાસે કુરાન છે (જે સત્ય અને અસત્યનો ભેદ સ્પષ્ટ કરે છે). આપણે ફક્ત એટલો જ ભાગ ઈતિહાસ અને હદીષોમાથી માનવો જોઈએ કે જેટલો કુરાનથી પાકો થાય.

**૯. પરંતુ જમલ, સિફ્ફીન અને કરબલા વખતે કુરાન ઉતરતુ નહ્તુ.**

**<u>જવાબ:</u>** સાચુ છે. તેમ છતા પણ કેવી રીતે ઈતિહાસકારો, ત્રણસો કે ચારસો વર્ષ પછી કેવી રીતે કુરાન કરતા સારી રીતે સહાબીઓ અને સાચા ઈમાનવાળાઓના વ્યક્તીત્વનો ચીતાર આપી શકે?

**૧૦. દિલ્લીથી એક મહત્વની વ્યક્તી, સુરજીત સિંઘ લાંબાએ પોતાની કેટલીક પંક્તીઓ આ પુસ્તક્મા સમાવેશ માટે મોકલી છે.**

**<u>જવાબ:</u>** અમે શ્રીમાન લાંબાના આભારી છીએ. તેઓ સાહિત્યની દુનીયા જાણીતા વ્યક્તી છે. તેઓ આપણા રસુલ માટેના પ્રેમ અને ઈકબાલની વિદ્વતાની, પોતાના જીવનની એક મહત્વપુર્ણ પુંજીની જેમ ખુબ કદર કરે છે. પોતાની જવાનીમા તેમણે અલ્લામા ઈકબાલને માન આપવા પગે લાગ્યા હતા. તેમને હફીઝ જલંધરીની પુસ્તક શાહનામ ઈસ્લામની પંક્તિઓ પણ યાદ છે. ચાલો હવે તેમની કવીતા પર ધ્યાન આપીએ :

***સિદ્દીક કરતા કોણ વધારે ઈમાનવાળુ હોઈ શકે છે!***

***ફારુક કરતા કોણ વધારે ન્યાયી હોઈ શકે છે!***

***ઉસ્માન કરતા કોણ વધારે ઉદાર હોઈ શકે છે!***

***અલી, અલ્લાહના શેર કરતા કોણ વધારે બહાદુર હોઈ શકે છે!***

***અને જો આ તેના સેવકો હતા, તો સુલતાન કેવો હોઈ શકે છે!***

વાંચકો, તેમની પંક્તીઓ વાંચતા, આ કેવો શિખ હશે જે મુસ્લિમ કરતા પણ વધારે મુસ્લિમ લાગે છે! તેમનો દિલ્લીનો ટેલીફોન નં. ૫૧૫૭૧૯૧ (તેમની મંજુરીથી લખેલ) છે.

**૧૧. જે રીતે ભુતકાળમા કરબલાની ઘટના વર્ણવાતી હતી, હંમેશા શક પેદા કરતી હતી. તમારી પુસ્તકે મારા મગજમા પડેલી શંકાની ગાંઠો ખોલી નાખી છે. હુ દુઆ કરુ છુકે તમારી પુસ્તક શીયા અને સુન્નીઓ વચ્ચે એકતાનો પાયો બનો! - પ્રોફેસર હમીદ મન્સુરી, પટના (ભારત).**

**<u>જવાબ:</u>** આમીન!

**૧૨. થોડોક વિચાર વિમર્શ આપણને તેવી દ્રષ્ટિકોણ તરફ લઈ જાય છે કે ઈસ્લામ તો દુનિયામા માણસાઈને ઉંચે લઈ જવા માટે આવ્યો છે. અને ન કે જમીન પર બેસીને દુ:ખના ભજનો ગાવા માટે. મહાન નુકશાન એ છે કે છાતીઓ કુટવા અને રોકકળ કરવા માટે આવા મહાન કાર્યક્રમને છોડી દેવો. ફુઆદ હોફ્મેન, તુર્કી.**

<u>**જવાબ:**</u> આ એક બુધ્ધીગમ્ય વાત છે તેમના માટે જેઓમા સ્પષ્ટપણે જોવની ક્ષમતા છે!

**૧૩. ઈમામ જાફર સાદીક અને ઈમામ અલી રઝાના મત મુજબ સુફીઓ પાખંડીઓ છે. હુ આ ઈમામોનો માનવાવાળો હોવા છતા, મને તેમના આ ફતવાની તર્કસંગતતા સમજમા નથી આવતી. - શ્રીમતી ઉમ્મતલ કુદ્દુસ, હ્યુસ્ટન.**

<u>**જવાબ:**</u> એ વાત સાચી છે કે અસ્ના અશરીના આલીમો સુફીઓને અને સુફી પંથને છેતરપીંડી ગણે છે. તેમના મત મુજબ તો પોતાના સમયના ઈમામને માન્યતા ન આપનારાઓતો કદી સંત બની જ ન શકે.

**૧૪. મે સાંભળ્યુ છે કે યઝીદ બીન મુઆવીયા અને હઝરત હુસૈન વચ્ચે કોઈ સગપણ હતુ ? - ફીરોઝ મલીક, ફૈસલાબાદ.**

<u>**જવાબ:**</u> એવુ જ છે. ઈમામ હુસૈનની ભત્રીજી યઝીદની પત્ની હતી અને ઈમામ હુસૈનની એક પત્ની, રુબાબ એ યઝીદની પિતરાઈ બહેન હતી.

**૧૫. એક ઝૈદી હોવા છતા મે મારી જાતને ફીરકાવાદમાથી મુક્ત કરી લીધી છે. હુ ન તો સુન્ની છુ ન તો શીયા પણ ફક્ત એક મુસ્લિમ છુ. ફક્ત અભ્યાસ ખાતર જાણવા માંગુ છુ કે, શીયાઓના મુખ્ય ફીરકાઓ કયા છે? - નવાબ હુસૈન ઝૈદી, ઓરલેન્ડો.**

<u>**જવાબ:**</u> પયગંબર સાહેબને કુરાન દ્વારા હુકમ આપવામા આવ્યો હતો કે જે લોકો ફીરકા સાથે જોડાયેલા હોય તેમની સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ ન રાખવો (૬:૧૫૯). હુ તમારી સમજદારીને માન આપુ છુ. કાઈદે આઝમ ઈસ્માઈલી ખોજા કુટુંબમા પેદા થયા હતા પરંતુ જ્યારે એમને પુછવામા આવ્યુ કે તેઓ કયા ફીરકામા માને છે, તો તેમણે જવાબ આપ્યો, "પહેલા મને એ બતાવો કે રસુલુલ્લાહ દ્વારા કયો ફીરકો સ્થાપવામા આવ્યો હતો." (મહેરબાની કરીને તમારો જવાબ નીચેના સવાલમા જોઈ લેવો!)

**૧૬. શુ બધા શીયા એક છે કે તેમના પણ સુન્નીઓની જેમ ફીરકા છે? - નિઝામ અહમદ ખાન, ઈન્ડીયાના.**

<u>**જવાબ:**</u> કુરાનને છોડી દેવાના કારણે, મુસ્લીમોમા એટલા બધા ફીરકા અને પેટા ફીરકા પડી ગયા છે કે ઈસ્તંબુલના ઈમામ અલહાજ ઈરશાદ કરીમે કુલ ૧૯૧ ફીરકા ગણ્યા હતા ૨૧ મી સદીની શરુઆતમા ! નીચે કેટલાક શીયા ફીરકાઓ આપ્યા છે:

*અસ્ના અશરી શીયાઓ ( જે લોકો ૧૨ ઈમામવાળા છે);*

*કૈસાનીયા કે જેઓ મુહમ્મદ બીન હન્ફીયા (મૃત્યુ ૮૪ હીજરી)ને સાચા ઈમામ અને મહેંદી માને છે. મુહમ્મદ એ હન્ફીયાના દીકરા હતા કે જે હઝરત અલીની ફાતીમા સિવાયની બીજી પત્ની હતા.*

*ઝૈદી ઈમામ ઝૈનુલ આબેદીનના દીકરા ઝૈદ (મૃત્યુ હીજરી ૧૨૫, ઈ.સ. ૭૩૯) ને છેલ્લા ઈમામ માને છે. તેથી તેમને પાંચ ઈમામવાળા શીયા કહેવાય છે.*

*ઈસ્માઈલી  ચોથા ઈમામ ઝૈનુલ આબેદીનને બે દીકરા હતા બાકીર અને ઝૈદ; ઝૈદે બાકીરને ઈમામ ગણવાનો ઈન્કાર કર્યો હતો. છઠ્ઠા ઈમામ જાફર સાદીકને દીકરો હતો ઈસ્માઈલ અને જે લોકોએ તેમને ઈમામ તરીકે સ્વિકાર્યા તેઓ ઈસ્માઈલી તરીકે ઓળખાયા હતા. પ્રીન્સ કરીમ આગા ખાન તેમના ૪૯મા ઈમામ છે. બીજી બાજુ જે લોકો એ મુસા કાઝીમની, કે જે ઈમામ જાફર સાદીકના છઠ્ઠા દીકરા હતા, ઈમામત સ્વિકારી હતી તેઓને બાર ઈમામ વાળા કે અસ્ના અશરી કહેવાય છે.*

આ સિવાય બીજા ફિરકા જેવા કે ફાતીમી, બીન-ફાતીમી, અલવી, ખારજી, બોહરા, ખોજા, શૈખીયા, દુરુઝી વગેરે વગેરે જેવા બીજા ઘણા ફીરકાઓ છે.

**૧૭. અહલે સુન્નતની શુ હાલત છે? તેમના અગણીત ફીરકાઓમાથી કયા સાચા રસ્તા ઉપર છે? - સલમા અબ્દુર રઝ્ઝાક, માયામી.**

<u>**જવાબ:**</u> ફિરકની સંખ્યાઓ વિષે અહલે સુન્નત પણ વિકાસ કરી રહ્યા છે. લોકોને ઉલ્લુ બનાવવા માટે તેઓ પોતાના ફીરકાઓને **"મઝહબ"** કે **"વિચારધારાઓ"** તરીકે ઓળખાવે છે. અહલે સુન્નતના બે મુખ્ય ફીરકા છે, મુકલ્લીદ અને ગૈર મુકલ્લીદ, અર્થાત પુષ્ટી કરનારા અને પુષ્ટી ન કરનારા. પછી તેમા આવે છે ફિકહમા માનનારા અને હદીષમા માનનારા. હજુ નીચે જતા, અહલે હદીષમા કુઆસી વહાબી અને બીજા વહાબીઓ છે. અને અહ્લે ફિકહમા હનફી, હંબલી, મલીકી અને શાફઈ છે. હનફીમા દેઓબંદી અને બરેલ્વી છે, અને બરેલ્વીમા રઝાખાની અને તૌહીદી છે. દેઓબંદીમા કદીમી છે અને જદીદી અને એવુ જ આગળ પણ.

કયો ફીરકો સાચા રસ્તે છે ? કોઈ ફીરકો સાચા રસ્તે નથી. કુરાન દરેક ફીરકાને મુશરીક જાહેર કરે છે, અને તેમને રસુલ સાથેનો સંબંધ કાપી નાખે છે. એકમાત્ર સત્ય રસ્તો એ છે કે પોતાની જાતને મુસ્લીમ માનવુ અને જાહેર કરવો. પુરણવીરામ.

**૧૮. "ઉમ્મતમા ઈખ્તેલાફ (વિરોધાભાસ) એ અલ્લાહની એક નેઅમત (આશીર્વાદ) છે!" - બંદે અલી હુસૈની, કથીઆવર.**

<u>**જવાબ:**</u> ઘણા ઉલેમાઓએ આ હદીષને ઉપજાવેલી હદીષ તરીકે સ્વિકારી છે. કુરાન કહે છે કે વિરોધાભાસ અને ફાટ અલ્લાહનો શ્રાપ છે. અલ્લાહની પુસ્તકનો એક મહત્વનો ગુણ એ છે કે તેના વિષે કોઈ વિરોધાભાસ નથી.

**૧૯. આપણા ફીરકાઓની તીરાડો કેવી રીતે પુરાશે? - શ્રીમતી નજીબ ચૌધરી, કોટ રાધા કીશન.**

<u>**જવાબ:**</u> એક જ રસ્તો છે. કુરાનની સલાહ માનો. **"અલ્લાહની રસ્સીને મજબુતીથી પકડો."** હદીષ, ઈતિહાસ, નબીની સિરત, નબીના કોલ બધાને જ કુરાના માપદંડ ઉપર ચકાસવા જોઈએ ન કે કુરાનને તેમના વડે.

**અકબર અલાહબાદી એ સાચુ જ લખ્યુ છે ;**

***કુરાનના આદેશોને નકારવા માટે,***

***રિવાયતકારોના લશ્કરે આપણી ઉપર હુમલો કરી દીધો!***

**૨૦. શુ શીયાઓ અને સુન્નીઓ જે મહેંદીની રાહ જોઈ રહ્યા છે તે એક જ છે કે બે અલગ અલગ છે? - મુહમ્મદ મકબુલ શેરવાની, ટેક્સાસ.**

**<u>જવાબ:</u>** આ બાબતે ઘણા ગપ્પા છે. કાદીયાનીઓનો મહેંદી આવી અને ૧૯૦૮ ઈ.સ. મા જતો રહ્યો. ડો. ઈસરાર અહમદ મુજબ સુન્નીઓનો મહેંદી ૧૯૬૨મા જન્મ્યો હતો. અસ્નાશ્રીઓનો મહેંદી તો ઈરાકના સમેરાની ગુફામા સંતાઈને આખુ બ્રહ્માંડ ચલાવી રહ્યો છે. ઈમામ ઝૈદ અને ઈસ્માઈલ, બંનેવ તેમના માનવાવાળાઓ માટે હજુ ફરીથી પાછા આવવાના છે. મુહમ્મદ બીન હન્ફીયા, કસ્સાનીઆના મહેંદી પણ લાઈનમા ઉભા છે. અબ્બાસીદ રાજાઓના સમયે પણ અબ્દુલ્લાહ બીન મૈમુન નામનો મહેંદી થઈ ગયો અને અબ્બાસી ખલીફા મન્સુરે પોતાના દીકરાનો મહેંદી તરીકે સ્વિકારાવા માટે રસ્તો સાફ કરવા માટે તેનુ રાખ્યુ હતુ, મુહમ્મદ અબ્દુલ્લાહ મહેંદી.

ભારત-પાકીસ્તાન ઉપખંડમા પણ જોનપુરમા એક મહેંદી થઈ ગયો. શ્રીમાન શેરવાની, મે એક મહેંદીને તો સાંકળે બંધાયેલો જોયો હતો. ઘણા બધા છે પસંદગી ઉતારવા માટે અને તમને જે ગમે તે લઈ શકો છો. પરંતુ અલ્લામા ઈકબાલે કહ્યુ હતુ કે,

***ધ્યાન આપો અલ્લાહનુ તમારા હ્રદના શીખર ઉપર ઉતરવુ!***

***ફક્ત એક વખત તો, મહેંદી અને ઈસાની રાહ જોવાનો ત્યાગ કરો.***

**૨૧. શા માટે હઝરત હસન કે જે અલીના દિકરા હતા તેમના વંશમા કોઈ ઈમામ ન હતો? કેમ કરીને હઝરત હુસૈનના વંશજોમા આટલા બધા ઈમામ હતા? - નાદીરા ખાતુન, મોન્ટેરીઅલ.**

**<u>જવાબ :</u>** ફક્ત તે જ વ્યક્તી ઈમામ કહેવાતો કે જે પ્રજામા પ્રખ્યાત અને સ્વિકૃત હતો. કસ્સાનીયા, ઝૈદી, અલવી અને ઈસ્માઈલી ચળવળો હોવા છતા, તે વાત વધુ ખ્યાતી પામી કે આવનાર ઈમામ હઝરત હુસૈનની ઓલાદમાથી જ હશે. અગણીત લોકોએ આમછતા મુહમ્મદ નફસ ઝકીઆહ અને ઈબ્રાહીમ (હઝરત હસનનો પ્રપોત્ર)ને છેલ્લા ઈમામ માને છે. કેટલાક લોકો માને છે કે આ બંને વ્યક્તીઓએ છેલ્લા સમયના મહેંદી બનીને આવશે.

**૨૨. હર્મુઝાને (હઝરત ઉમરને)કહ્યુ હોવાનુ કહેવાય છે કે મુસ્લિમો પાસે તેમનો અલ્લાહ છે. આ નજરીયા નીચે પારસીઓએ એવુ તો શુ કર્યુ કે જેથી અલ્લાહથી મુસ્લીમો દુર થઈ ગયા? અલ્લાહ તો તેમને દેખાતો ન હતો! - ખાન મુહમ્મદ ભુટ્ટા એન, કેરોલીના.**

**<u>જવાબ:</u>** તમે એક બહુ મહત્વનો પ્રશ્ન પુછ્યો છે. અસાવિરાહના પારસીઓની સભાએ મુસ્લિમોને કુરાનથી દુર કરવાનુ એક લુચ્ચુ કાવતરુ કર્યુ હતુ. જો તમે તેમને રિવાયતોમા ફસાવી દેશો, તેઓએ દલીલ કરી કે, તમે તેમને કુરાનથી દુર કરી દેશો! આ સંદર્ભે નબીએ ખુબ જ સંગત અવલોકન કર્યુ હતુ કે, પહેલાના દેશો નાશ પામ્યા કારણ કે તેમણે અલ્લાહની પુસ્તકો છોડીને માણસોએ ઉપજાવેલી પુસ્તકો પકડી લીધી.

**૨૩. ઈમામ યાકુબ બીન ઈશાક અલ્કાલીનીની પુસ્તક ઉસુલે કાફીમા કેટલી હદીષો છે અને તેમાથી કેટલી સાચી છે? - સૈયદ કાજીમ અલી, એટલાન્ટા.**

**<u>જવાબ:</u>** હુ આ જવાબ આપવા જેટલો સક્ષમ નથી તેથી ઉસુલે કાફીના અનુવાદક, મૌલાના સૈયદ ઝાફર હસન અમરોહીની પુસ્તકના ભાગ ૧ ની પ્રસ્તાવનાનો એક ભાગ જવાબ તરીકે નીચે લખેલ છે:

*"અલકાફીમા ૧૬,૧૯૯ હદીષો છે, જેમાની ૫૦૭૨ સાચી છે."*

કઈ ૫૦૭૨? તેઓ તે લખતા નથી.

**૨૪. સામાન્ય રીતે એવુ કહેવાય છે કે ખોટી રાજ્ય નીતીઓ અને સગાવાદને કારણે હઝરત ઉસ્માનનુ કતલ થયુ હતુ. આ વાત કેટલી સાચી છે? આવુ તો મૌલાના મૌદુદી હંમેશા કહ્યા કરે છે! - શ્રીમતી કફીલા અસગર, મુરાદાબાદ.**

**<u>જવાબ :</u>** કુરાન પ્રમાણે **(૯:૫૧) મૌલાના ફકત અલ્લાહ જ છે.** તેથી માણસને મૌલાના કહેવુ તે બહુ મોટુ શિર્ક છે. અમારા મત મુજબ મુલ્લાહ મૌદુદી પોતે ઝહરી અને તબારીની કલ્પનાઓમા એવી રીતે ફસાઇ ગયા હતા કે જેવી રીતે એક માખી કરોળીયાના જાળામા. નબીના એક મહાન સહાબીને (હઝરત ઉસ્માન) લાંછન લગાડતી વાતો કરવી એ એક પ્રકારનો ગુનો છે. વ્યક્તીઓના વ્યક્તીત્વ પર લાંછન લગાવતી વાતો ઉડાવવી એ ઈસ્લામના મુજરીમોનુ કાવતરુ છે. **કુરાન એ વાતની ગવાહી આપે છે કે રસુલુલ્લાહના સહાબીઓ સાચા ઈમાનવાળા હતા (૮:૭૪), તેઓ એક બીજાઓના ભાઈઓ છે (૩:૧૦૩), અને તેઓ અલ્લાહથી ખુશ છે અને અલ્લાહ તેમનાથી ખુશ થઈ ગયો (૯:૧૦૦).**

**૨૫. આ પુસ્તક દર્શાવે છે કે સત્ય તો એ છે કે કરબલાની ઘટના તો બની જ ન હતી. શુ આ ફક્ત ઉપજાવેલી વાર્તા છે? - ઘઝાલા શાહીન, ન્યુ જર્સી.**

**<u>જવાબ:</u>** હા, બિલકુલ સાચુ.

**૨૬. શા માટે મુખતાર સકાફીનુ કોઈ વર્ણન નથી? ડો. ફરજંદ અલી, ટોરોન્ટો.**

**<u>જવાબ:</u>** કારણકે મુખતાર સકાફીને હઝરત હુસૈન સાથે કોઇ લેવા દેવા નથી. તેણે હન્ફીયાના દીકરાને સાચા ઈમામ, છેલ્લા ઈમામ અને મહેંદી તરીકે સ્વિકાર્યા હતા. તેણે બીજા બધાને બહેકેલા અને હક છીનવી લેનારા કહ્યા હતા. હુજ્જતુલ્લાહ મુસવી (મીઝાનુલ ફારીસ) પ્રમાણે, મુસાબ બીન ઝુબૈરે તેનુ (સકાફીનુ) માથુ કાપી નાખ્યુ હતુ, ફક્ત હઝરત ઝૈનુલ આબેદીનને ખુશ કરવા માટે.

**૨૭. દરેક ફીરકો કુરાનનુ પોતાનુ અલગ અર્થઘટન કરે છે, તેથી....**

**<u>જવાબ:</u>** અર્થઘટનો ત્યારે જ ભિન્ન હોય છે જ્યારે કુરાનને બહુ કહેવાતી હદીષોના ચશ્મા પહેરીને જોવામા આવે છે. કુરાન કહે છે કે તે દરેક વસ્તુનો ખુલાસો સાફ સાફ કરે છે જેમા કોઈ શક નથી. તે સમજવામા સરળ છે અને પોતાની જાતને જ સમજાવે છે. ફક્ત તેવા જ લોકો તેને અડકી શકશે (સમજી શકશે) કે જેઓ પાક હોય, એટલે કે જેમનો આ પુસ્તક તરફનો અભીગમ ખુલ્લા મગજવાળો અને પુર્વગ્રહથી મુક્ત હોય.

# <u>પ્રકરણ ૧૬</u>

# <u>શુરા સલાહકાર સમીતી</u>

કરબલા, સત્ય કે કલ્પનાનો અભ્યાસ એક મહીના સુધી કર્યા પછી, શુરાના પ્રતીષ્ઠીત સભ્યોએ ૮ અને ૯ જુલાઇ ઇ.સ. ૨૦૦૦ મા બે વખત સભા ભરી. નીચે મુજબના સભ્યો એ ભાગ લીધો હતો :

**કારી ગુલામ મુહમ્મદ મલીક, લંડન.**

**અલ્લામા ઝીશાન કાદરી, હૈદરાબાદ ડેક્કન.**

**સૈયદ મુહમ્મદ નુરી, દમાસ્કસ.**

**શ્રીમતી મુખ્તાર બેગમ, ડર્બન.**

**શ્રીમતી બતુલ સુલ્તાના, સ્વીડન.**

**હકીમ સાદત હસન કર્શી, ચિત્તગોંગ.**

**ડો. શુજાઉદ્દીન કીરમાની, કરાચી.**

**મૌલ્વી હાફીઝ મુહમ્મદ હક, પટના.**

**શ્રીમતી રબાબ નકવી, કતાર. અને**

**હસન રઝા અખતર, મોન્ટેરીયલ.**

હુ આ શુરાના સભ્યો અને બીજા શ્રીમાન અને શ્રીમતીઓ દ્વારા આપવામા આવેલા સલાહ સુચનોનો આભારી છુ. નીચે આ શુરાના સભ્યોની ચર્ચાનો સારાંશ અમારા માનનીય વાચકોની જાણ માટે આપવામા આવ્યો છે.

**<u>કારી ગુલામ મુહમ્મદ મલીક -</u>** *આવા સંવેદનશીલ મુદ્દાઓ પર પુસ્તકો લખતા હોવા છતા, એ વાત ખુબ નવાઇની છે કે ડો. શબ્બીર અહમદને મુલ્લાઓના ફતવાઓથી નવાજવામા નથી આવ્યા. કરબલાની સત્યતા એક આંખ ઉઘાડનારી પુસ્તક છે. તે ખુબ જ સરસ અને આરામદાયક વાંચન સામગ્રી છે. આ પ્રકાશન મહત્તમ મુસ્લીમો સુધી પહોંચવુ જોઇએ.*

**<u>અલ્લામા ઝીશાન કાદરી -</u>** *સત્ય પહોંચાડવાની વાત ખતરાના હદની પાર થઇ ગઇ છે ! સંશોધન એકદમ અસાધારણ છે !*

**<u>ડો. શબ્બીર અહમદ</u>** *હુ સભ્યોને ટીકા ટીપ્પણીઓ તરફ ધ્યાન આપવા વિનંતી કરુ છુ!*

**<u>અલ્લામા ઝીશાન કાદરી -</u>** *આમા ટીકા કરવા જેવુ તો શુ છે? મને તમારી એકપણ પુસ્તકમા ફીરકાવાદ સાથે સામ્યતા જોવા નથી મળતી. મને લાગે છે કે આ પુસ્તક તેવા લોકો માટે અઘરી છે જેઓ પોતાના બાપદાદાઓની પાછળ ચુસ્ત રીતે ચાલે છે. છતાપણ, અલલ્મ્દુલીલ્લાહ, મુસ્લિમ ઉમ્મત હવે સભાન બની રહી છે. આ સેંકડો હજારો લોકો માટે માનસીક શાંતીનુ કારણ બની રહેશે.*

**<u>સૈયદ મુહમ્મદ અન્નુરી</u>** કે જે દમાસ્કસના વાસી છે તેમને આ પુસ્તક અરબીમા બતાવી. તેમનુ માનવુ હતુ કે સારૂ થયુ કે પુસ્તક ઉર્દુ મા લખાઈ છે. તેમણે કહ્યુ, *"મે ખુબ પ્રવાસ કર્યો છે અને મને જોવા મળ્યુ છે કે જે લોકો સૌથી વધારે ખુલ્લા વિચારો વાળા હોવા જોઈએ તેઓ જ, એટલે કે અરબો, સૌથી ચુસ્ત છે. તેઓ કટ્ટર આંધળા અને પ્રગતીના વિરોધીઓ છે. સીરીયામા આળસુઓ રસ્તા પર ધુળમા બેસીને, કાંતો હઝરત અલીના વખાણ કર્યા કરે છે અથવાતો પ્રતીક્રીયામા તેમનુ અપમાન કરે છે. નબીની એક હદીષ છે કે લોકો હદ પાર કરી દેશે (વખાણ અને ઠેકડી કરવામા) હઝરત અલી વિષે જેવી રીટે નાઝેરીયનો અને યહુદીઓએ ઈસા મસીહ વિષે કર્યુ હતુ. મુસ્લીમો માટે આ પુસ્તક વિચારોમા સ્થીરતા મેળવવાનુ સાધન બનશે."*

**<u>શ્રીમતી મુખ્તાર બેગમ</u>** પોતે ડર્બનમા (સાઉથ આફ્રીકા) આલિમા છે. તેઓ કહે છે, *"આ પુસ્તકે આપણા સમયની એક બહુ મોટી જરુરીયાત પુરી કરી છે."*

**<u>શ્રીમતી બતુલ સુલ્તાના આગા, સ્ટોકહોલ્મ, સ્વીડન</u>** *ફક્ત એવા લોકો જ કે જેઓ પાસે બુધ્ધી અને દ્રષ્ટીની અછત છે, તેઓ જ ઈમામ મહેંદીની વાર્તાનો વિશ્વાસ કરે છે. મને આમ છતા પણ આ પુસ્તક વિરુધ્ધ ભાવાત્મક પ્રતીક્રીયાનો ડર લાગે છે.*

**<u>અલ્લામા ઝીશાન કાદરી -</u>** *મારી એવુ કહેવાની ઈચ્છા છે કે કોઈપણ મહત્વનુ કાર્ય ડર હોય ત્યારે ન થઈ શકે. મે અબ્દુલ જબ્બર કરામાતીની પુસ્તક ઈસ્તંબુલના મ્યુસીયમમા મારીજાતે ૧૯૬૦મા જોઈ હતી અને તેના વિષે ઉર્દુ અને અંગ્રેજીમા થોડીક ટિપ્પણીઓ પણ પ્રકાશન માટે લખી હતી, પરંતુ કોઈ માસીક સામાયીકની હીંમત ન હતી કે તે મારી ટીપ્પણીઓનુ પ્રકાશન કરે.*

**<u>ડો. શુજાઉદ્દીન કિરમાની</u>** (કરાંચી સ્થીત સાયકોલોજીના નિષ્ણાત અને તે વિષય પર ત્રણ પુસ્તકો લખનારા) *મગજમા સવાલ પેદા થવો જ જોઈએ કે આપણા ઈતિહાસમા એવા સમયો હતા કે જ્યારે રિવાયતકારો, મુહદ્દીષો અને ઈતિહાસકારો, પોતાની જાતને રાજાઓના દરબારો સાથે જોડી દેતા હતા. રાજાઓ તેમને દિલખોલીને ઈનામો આપતા હતા. આમાના ઘણાતો પોતાના માલિકોની ઈચ્છા મુજબ ઈતિહાસ અને હદીષો લખી જ હશે.*

**<u>મૌલવી હાફીઝ મુહમ્મદ હક -</u>** *જે રીતે કરબલાની સત્યતા પુસ્તકમા મનુષ્યની બુધ્ધીના અપમાન સમાન વાતોને જોરદાર રીતે ઉજાગર કરવામા આવી છે, તેઓ વાંચકોને એ વાત વિચારવા પર મજબુર કરી દેશે કે આ ઘટના સાચી હતી કે કલ્પના.*

**<u>શ્રીમતી રબાબ અકીલ નકવી -</u>** *આપણે નાનપણથી જે પણ સાંભળતા અને વાંચતા હતા તે બધુ જ નષ્ટ થઈ ગયુ. દલીલો અને હવાલાઓ આપણી સામે તાકીને જોઈ રહ્યા છે. થોડાક કલાકોમા મે લગભગ ૯૦ જેટલી પુસ્તકો ડો. શબ્બીર અહમદની આજુબાજુ પડેલી જોઈ હતી કે જેમાથી હવાલાઓ લેવામા આવ્યા છે. આવી પુસ્તકો મેળવવી પણ મારા માટે તો એક ચમત્કારીક કામ પાર પડ્યા જેવુ છે.*

**<u>ડો. શબ્બીર અહમદ -</u>** *આ મારા વાંચકોનો ઉપકાર છે કે તેઓ મને દુનીયાના દરેક ખુણેથી અમુલ્ય અને વિશીષ્ટ પુસ્તકો મોકલે છે.*

**<u>શ્રીમાન હસન રઝા અખતર (ગ્રંથપાલ) -</u>** *હુ શ્રીમતી રબાબ નકવી સાથે પુરેપુરો સહમત છુ. જ્યારથી મે આ પુસ્તક વાંચ્યુ છે ત્યારથી મને લાગે છે કે મે નવી જીંદગી શરુ કરી છે. એક બહુ મોટો ભાર મારા મગજ પરથી ઉતરી ગયો.*

**<u>ડો. શબ્બીર અહમદ -</u>** *હુ શુરાના બધા જ સભ્યોનો તેમના મત દર્શાવવા માટે આભાર માનુ છુ. હુ જાણુ છુ કે કરબલાની સત્યતા એક એવો વિષય છે કે જેમા લખાણમા થોડીક ખામીઓ રહી જવાની શક્યાતાઓ છે. તમારી મદદ અને સલાહ સુચનો આગલી પ્રતમા ઉમેરવામા આવશે.*

# <u>પ્રકરણ ૧૭</u>

# <u>પહેલી પ્રત સામેની પ્રતીક્રીયા</u>

આ પુસ્તકની પહેલી પ્રત ઓગષ્ટ ૨૦૦૦ મા છપાઈ હતી. ૧૦.૦૦૦ થી વધુ પ્રતો છેલ્લા આઠ મહીનામા વહેંચાઈ હતી. ટુંકમા અમારી પુસ્તક **"કરબલ સત્ય કે કલ્પના"**ની ઉર્દુ પ્રત વિષે મળેલી ટીપ્પણીઓ નીચે મુજબ છે :

મે પહેલાજ કહી દીધુ હતુ કે કુરાન પ્રમણે ફીરકાવાદ એ શિર્ક છે. જે કોઈપણ પોતાને કોઈ ફીરકા સાથે જોડે છે તે નબી સાથેનો સંબંધ તોડી નાખે છે. આટલુ કહ્યા પછી, મે નિરીક્ષણ કર્યુ છે કે સુન્ની અને શિયાઓના આ પુસ્તક વિષેના પ્રતીભાવમા એકદમ ખુલ્લો ફરક દેખાય છે.

**સુન્નીઓને આ પુસ્તક ખુબ જ પસંદ આવ્યુ હતુ. તેઓ એ નીચે મુજબની ટીપ્પણીઓ કરી હતી:**

*આ પુસ્તક વાંચીને એવુ લાગ્યુ કે મને ઉંઘમાથી જગાડવામા આવ્યો હોય.*
*ઈતિહાસકારો અને રિવાયતકારો દ્વારા કેટલી મોટી છેતરપીંડી!*
*અમે નાનપણથી કરબલાની વાર્તા સાંભળતા હતા અને વિચારતા કે આ સાચી ન હોઈ શકે.*
*અને એવી વિચિત્ર વાતો સાંભળતા અને વાંચતા આવ્યા છે કે જેઓ બુધ્ધીના અપમાન સમાન છે.*
*સાચુ કહીએ તો કરબલાની વાર્તામા ઈમામ તબારીએ નબીના સહાબીઓનુ ખુબ અપમાન કર્યુ છે.*
*૫% અહલે સુન્નત વાળા લોકોએ કહ્યુ કે હઝરત હુસૈનના ઈરાકના ગવર્નર બનવાની અને જબન બીન હોર્મુઝાનના હાથે કુફામા કતલ થવાની ઘટનાનુ હજુ વધારે વિસ્તૃત વર્ણન હોવુ જોઈએ.*

*ઘણા વાચકોએ કહ્યુ કે આ પુસ્તક અચાનક જ અંત આવીજતી લાગે છે.*
*સદીઓ જુની માન્યતાઓને છોડવી બહુ મુશ્કેલ લાગે છે.*

- *આ વાતની સંદર્ભમા એ વાત લખવા જેવી છે કે તબારી બીન રુસ્તમ કે જેણે કરબલાની વાર્તા ઈમામ હુસૈનના, જબન બીન હોર્મુઝાનના હાથે કતલ થયાના ૨૪૦ વર્ષ પછી ઉપજાવી કાઢી હતી. અને આ વાર્તા તેણે અબુ મુખનફના નામે ચઢાવી કે જે તબારીના પેદા થવાના ૫૦ વર્ષ પહેલા મૃત્યુ પામ્યો હતો. આપણે નાનપણથી જે વાર્તાઓ સાંભળીએ છીએ તેઓ, આપણા મગજો પર છપાઈ જાય છે અને આપણી લાગણીઓનો એક ભાગ બની જાય છે. આ જ કારણ છે કે મોટા ભાગના લોકો પોતાની માન્યતાઓ વિરુધ્ધ કશુ પણ સાંભળવા તૈયાર નથી હોતા.*

હુ મારા પોતાના અનુભવ પરથી કહી શકુ છુ કે મુસ્લીમ ઉમ્મતમાથી ફક્ત ૫ થી ૧૦ % લોકો જ એટલી નીખાલસતા દર્શાવે છે કે જુની માન્યતાઓને નવા વિચારો સાથે ચકાસે અને સત્યનો સ્વિકાર કરે. આ આપણુ સદભાગ્ય છે કે સામાન્ય પ્રજાના વિચારો બદલવા માટે, આ ૫-૧૦% નવી વિચારધારાના આગેવાનો જ પુરતા છે. બાકીના તેમની પાછળ ચાલશે.

૧૦% જેટલા અમારા માનનીય શીયા વાંચકો, સ્ત્રીઓ અને પુરૂષો બંનેવ, એ કહ્યુ છે કે સત્યનો તેમના પર ઉદય થયો છે. તેથી હવે તેઓ કદી પણ મુહર્રમ પર છાતીઓ નહી કુટે.

૨૦% શિયા વાચકોએ કહ્યુ છે કે આ સંશોધન સત્ય છે પરંતુ તેઓ શુ કરી શકે? મે તેમને કહ્યુ છે કે વાત એકદમ સરળ છે. તેઓએ અલ્લાહની પુસ્તકનો સ્વિકાર કરવો જોઈએ. તેના હદપારના લાગતા વળગતા ન હોય તેવા અર્થઘટનો ન કરવા. જાદુઈ છુપા અર્થોની છેતરપીંડી પર અમલ ન કરવો. મુલ્લાઓ, ભલેને નવા હોય કે જુના, તેમની પાછળ ન ચાલો, કારણ કે આંધળુ અનુકરણ કુફ્ર બરાબર છે. કુરાને સમજવા માટે ફક્ત કુરાનનો ઉપયોગ કરવો જોઈએ અને ઈતિહાસ, હદીષો અને **'શાને નુઝુલ'** જેવી વાતોનો નહી. કેટલાક મુદ્દાઓ ત્યાર પછી એકદમ સ્પષ્ટ બની જશે.

*૧. કુરાન વારસાને કોઈ મહત્વ નથી આપતુ. અલ્લાહ નજીક દરજ્જાનો એક જ માપદંડ છે અને તે છે ચરિત્ર. ભલે તે બનુ ઉમય્યા હોય કે બનુ હાશીમ, જો ખીલાફત બાપથી દિકરાને અને દીકરા પછી પોત્રને મળતી હોય તો તેને રાજાશાહી કહેવાશે.*

*૨. કુરાન પ્રમાણે બધાજ મુસ્લીમ મુદ્દાઓ, કે જેમા ખીલાફતનો પણ સમાવેશ થાય છે, તે પરસ્પર સલાહ મશવેરાથી જ નક્કી થવા જોઈએ.*

*૩. ઈસ્લામીક સાશન વ્યવસ્થાની નોકરી બહુ મોટી જવાબદારીની છે. સાચા ઈમાનવાળા ન તો તાકતનો લોભ રાખે છે અને ન તો તાકાત મેળવવા માટે ગજગ્રાહ કરે છે, જેવો કે આજના રાજકારણીઓનો હાલ છે. તેઓ ખીલાફતને એક જવાબદારી કે બંધન સમજે છે. હઝરત અલી અને તેમના વંશજોને સત્તા મેળવવાની લાલચ હોઈ જ ન શકે. ઈતિહાસકારો તેમને સત્તાના લાલચુઓ બતાવીને તેમનુ અપમાન કરે છે.*

*૪. ઈમાનવાળા સ્ત્રિ કે પુરુષ માટે, ધન દોલત કશુ નહી પરંતુ ફક્ત એક મનોરંજન છે. તેઓ જમીન કે જાયદાદના એક ટુકડામા પોતાની ઉંઘ ન ગુમાવે તેવી જ રીતે સત્તા માટે તેમને પડી જ ન હોય.*

*૫. વારંવાર, માનનીય નબી સાહેબે વંશ દર વંશ ખુનનો બદલો લેવાની પ્રથાની મનાઈ ફરમાવી હતી. કુરાન પણ કહે છે કે કોઈ પણ બીજા કોઈનો બોજો નહી ઉઠાવે અને દરેક માણસને પોતાના જ કર્મો માટે જવાબદાર ઠેરવવામા આવશે. તેથી બદલો લેવાની ભાવનાથી દુ:ખદાયક વેરભાવના સિવાય કશુ નહી ઉપજે. કુરાનમા, કિસાસ (નુકશાનનુ વળતર) પણ કોઈ ગુનેગારને અદાલતી કાર્યવાહી પછી જ લાગુ પડે છે, અને તેના બાળકો કે બાળકોના બાળકોને નહી.*

*૬. કુરાન આપણને ઉપજાવેલી વાતો પર ન ચાલવા કહે છે અને આપણી સાંભળવાની, જોવાની અને વિચારવાની ક્ષમતાઓને જવાબદાર ઠેરવવાની વાત કરે છે. નબીએ પણ કહ્યુ હતુ કે કોઈ માણસને જુઠ્ઠા સાબીત થવા માટે એટલુ જ જરુરી છે કે તે બીજાઓ દ્વારા સાંભળેલી વાતોને ચકાસણી વગર આગળ ફેલાવે. તબારીની સાંભળેળી કરબલાની વાર્તા ફક્ત એના ઉપર આધાર રાખે છે કે, "અબુ મુખનીફે આવુ કહ્યુ અને અબુ મુખનીફે તેવુ કહ્યુ." આ અતિપ્રચાર દ્વારા તેણે ઈસ્લામના દુશ્મનોના કાવતરાઓને આગળ વધારવામા મદદ કરી. શુ કરબલા ફક્ત મોઢે સાંભળેલી વાર્તા નહીતો બીજુ શુ છે?*

*૭. કુરાનમા સાફ સાફ હુકમ છે કે, "ઓ અલ્લાહના સેવકો, જે તમે ખોયુ છે તેના ઉપર શોક ન કરો." હવે, શોકની સભાઓ ભરવાનુ, રોક્કળ કરવાનુ અને છાતીઓ કુટવાનુ, એ પણ આવા હુકમ પછી, તો તે તો હુઅકમની અવગણના થઈ ને? શુ હઝરત હુસૈન અને તેમના સગાઓ જેવી રીતે દર્શાવવામા આવે છે તેવા રોતળા હતા? ના, તેઓ એવા ઈમાનવાળા હતા જેમના વીષે કુરાન કહે છે કે તેઓને ડરવાનુ કે દુ:ખી થવાનુ કોઈ કારણ ન હશે, આ દુનીયામા અને આવતી જીંદગીમા.*

*૮. કુરાન એકથી વધુ વખત કહે છે કે, "તમે અલ્લાહના નીયમોમા ક્યારેય ફેરફાર નહી જુઓ." આ પાક્કા હુકમ પછી, ચમત્કારોના બહાના હેઠળ એવી વાર્તાઓ કહેવી કે જે અલ્લાહના બનાવેલા કુદરતી નીયમોની વિરુધ્ધ હોય, એ કાઈ નહી પરંતુ દંતકથાઓ જ છે. દિવ્ય નીયમો પોતાની જાતને કારણ અને અસર હેઠળ જ વ્યક્ત કરે છે. તે આપણને માનસીક કસરતો નથી શિખવાડતા.*

*૯. કુરાન એવુ પણ કહે છે કે, તમને તમારા પહેલાના લોકોના કર્મો વિષે પુછવામા નહી આવે. તો પછી કોઈ નબીના સહાબીઓને જન્નતી અને દોઝખી તરીકે વહેંચવાની મુસાફરી કરે અથવા તો બીજાઓને સલાહ આપે કે આ ફલાણા અને ઢેકણા વ્યક્તી ઉપર શ્રાપ મોકલવા, તો તેનાથી શો ફાયદો થવાનો. કોઈ બીજા કોઈ માટે દોઝખ અને જન્નત નક્કી કરે એ તો પોતે ખુદા બનવા જેવુ છે.*

વાંચકો, કેટલાક શીયા આલીમોએ કહ્યુ હતુ કે હુસૈનનુ કપાયેલુ માથુ કુરાન પઢી રહ્યુ હતુ, અને તે એક ચમત્કાર હતો. મે તેમને કહ્યુ, *"તમને તમારો ધર્મ મુબારક અને મને મારો."* કેટલાક બીજા શીયા આલીમોએ કહ્યુ, *"અમે સ્વિકારીએ છીએ કે ઈમામો પોતાની માઓની જાંગમાથી પેદા થાય અથવાતો કપાયેલુ માથુ કુરાન પઢે તે વિશ્વાસ ન આવે તેવી વસ્તુઓ છે, છતા તેમા રખાતો વિશ્વાસ ઈમાનને મજબુત બનાવે છે."* ખુબ જ વિનમ્રતા પુર્વક મે કહ્યુ, *"તમારા ઈમાનનુ પાકુ થવુ તમારા માટે સારુ પુરવાર થાય."* ન્યુ યોર્કના એક નીચી કક્ષાના કટાર લેખકે સામયીક વીષય હેઠળ લખ્યુ હતુ કે, *"હજુ સુધી એ સાફ નથી થયુ કે ડો. શબ્બીર કોના એજન્ટ છે. પણ કોઈના તો એજન્ટ હોવાની ખાતરી છે!"* મને કહી દેવા દો તેને કે, હા ડો. શબ્બીર એજન્ટ છે. તે મદીનાના દરબારના એજન્ટ અને સેવક છે.

એક ટેક્ષી ડ્રાઈવરે ન્યુ યોર્કથી ટેલીફોન ઉપર ગાળાગાળી કરી હતી. તેણે પોતે કોઈ અર્ધભણેલા મુલ્લાહ **"અલ્લામા"** શેખ ધમાલવીનો મુરીદ (શીષ્ય) હોવાનુ કહ્યુ હતુ. તેણે પોતાની તરફથી અને પેલા મુલ્લા તરફથી ખતરનાક

ધમકીઓ આપી હતી. મે તેનુ રેકોર્ડીંગ કરીને મારા વકીલોને આપવા માટે સાચવીને રાખ્યુ છે અને પેલાને કહ્યુ છે કે પોતાના ગુરુ અને સાથીદારોને કહીદે કે મારા વકીલો આવી ધમકીઓ સાથે વહેવાર કરવા માટે બાજની જેમ સચેત છે.

મારા ઘણા પ્રમાણીક વાચકોએ કહ્યુ હતુ કે આપણા માટે એ વાત જરુરી છે કે આ અર્ધભણેલા મુલ્લાઓ અને કેટલાક અજ્ઞાન વ્યક્તીઓ દ્વારા સમાચારપત્રો અને ભાષણોમા કરવામા આવતા દુષ્પ્રચારનો સામનો કરવો જોઇએ. મારે આ લોકોને સાઅદીના શબ્દોમા કહેવુ છે કે, *"અજ્ઞાનનીઓ સામે ચુપકીદી જ સૌથી સારો જવાબ છે. અબ્રાહમ લિન્કને કહ્યુ હતુ કે જો તે પોતાના ટીકાકારોના જવાબ આપવા બેસે તો પોતે એટલો સમય બગાડશે કે પોતાના ચાહવાવાળા પણ તેને પાછો નહી આપી શકે."*

મારો આ બુધ્ધીમત્તાનો પ્રવાઅસ ફક્ત એ જ નિયમ પર આધારીત છે કે મારે ફક્ત અલ્લાહની જ પુસ્તકને સંપુર્ણ સત્તા તરીકે સ્વિકારવાની છે અને કોઇ મુલ્લાહને નહી. મે પુરેપુરી ઈમાનદારી અને પ્રમાણીકતાથી તમારી સામે કુરાન જેવા પ્રકાશના શિખરના અજવાળામા મે જે જોયુ અને સમજ્યુ છે તે રજુ કર્યુ છે.

હુ ફક્ત કહેવા ખાતર નથી કહેતો. સત્યતો એ છે કે હુ વિદ્યાર્થી છુ અને હુ એવી કોઇ માંગણી નથી કરતો કે એકપણ વ્યક્તી મારા વિચારો જોડે અને મારા નિષ્કર્ષ સાથે સહમત થાય. કોઈપણ વાચકે મારી સાથે સહમત થવાની જરૂર નથી :

***સત્યતો પોતે સામે આવીને જ રહે છે, તેને સાબીત કરવાની જરુર નથી હોતી!***

જ્યારે હુ આ વાક્યો લખી રહ્યો હતો, હ્યુસ્ટનના એક માનનીય બુજુર્ગે ટીપ્પણી કરી હતી કે આખી દુનીયામા હવામા ઉડતા આલીમો અને નવા તથા જુના મૌલવીઓ આ કરબલાની ઘટનાને સાચી ગણતા આવ્યા છે. ભલે ને મારુ સંશોધન કેટલુ પણ નક્કર હોય, મારો એકલાનો અવાજ આ હજારોના હજારો મુલ્લાઓ દ્વારા લખાયેલ પુસ્તકોના ડુંગરો અને ભાષણો નીચે દબાઇ જવાની શક્યતા છે. મે આ માનનીય બુજુર્ગને કહ્યુ કે આ લોકો એટલા માટે એક અવાજે બોલી રહ્યા છે કારણ કે તેમની પાસે ફક્ત તબારી જ છે એક માહીતી તરીકે. તેથી કરીને જ તેઓ સદીઓથી એક જ રાગમા ગાઇ રહ્યા છે. અને લોકોની સ્વિકૃતીની જ્યા સુધી વાત છે, ફક્ત થોડા જ મહીનામા, યુરોપ, અમેરીકા અને ભારત-પાક ઉપખંડમા સેંકડો હજારો વ્યક્તીઓએ મારા સંશોધન સાથે હામી ભરી છે. આ શ્રીમાન અને શ્રીમતીઓ ઈસ્લામના દરેક ફીરકામાથી આવે છે. તેઓ હવે પોતની જાતને કોઇ ફીરકા સાથે જોડતા નથી પરંતુ પોતાની જાતને મુસ્લીમ તરીકે ગણાવે છે.

વાંચકો! હુ અહલે બયત (નબીના વારસો)ની ઈજ્જત પેલા ઈતિહાસકારોથી પણ વધારે કરુ છુ કે જેઓએ આવા માનનીય વ્યક્તીઓનુ અપમાન, વખાણનો ઢોંગ કરીને કર્યુ છે.

***મુસાફરીના દરેક પગલે,***

***હુ મારા લોહીથી મીણબત્તી સળગાવુ છુ,***

***કે કોઈ મારા પગલે ચાલી રહ્યુ હશે.***

# <u>પ્રકરણ ૧૮</u>

# <u>કેટલાક ખુલાસાઓ</u>

પ્રીય વાચકો! હવે કેટલીક ગુંચવણોના ખુલાસાઓ જોઈએ.

**૧.** મહેરબાનીની કરીને પ્રકરણ ૧૧ મા આવે હુર બીન અબ્દુર રહમાનની રોજનીશી(ડાયરી) ને જુઓ. આ એક મહાન વ્યકતી હતો કે જે હઝરત ઉમર બીન અબ્દુલ અઝીઝ (૯૯-૧૦૧ હીજરી)ની ખીલાફતમા અન્ડાલુસીયા (સ્પેન)ના ગવર્નર હતા. પોતાની રોજનીશીમા તેઓ સાફ સાફ કહે છે કે,

*"હઝરત અલી, હઝરત હસન અને હઝરત હુસૈન વારાફરથી ઈરાકના ગવર્નર બન્યા હતા. ફક્ત એટલુ જ નહી, આટલી ઉંચી પદવી સંભાળતી વખતે, હઝરત અલી અને હઝરત હુસૈને પોતાના દફતરોમા જ કુરબાન થયા હતા. તેઓની લગન અને પ્રતીભાસંપન્ન આવડતોથી, આ માનનીય વ્યક્તીઓએ ઈરાકને દુનીયાનુ સ્વર્ગ બનાવી દીધુ હતુ. જમશેદ ખોરાસાની દ્વારા હઝરત અલી અને જબન બીન હોર્મુઝા દ્વારા હઝરત હુસૈનને કતલ કરીને, પારસીઓને આશા હતી કે ઈરાક તેમના ખોળામા આવી પડશે. પરંતુ થયુ ઉલ્ટુ, હઝરત હુસૈન અને હઝરત અલીનુ લોહી વ્યર્થ ન ગયુ. ખીલાફતના કેન્દ્ર, દમાસ્કસથી આવતા સંદેશાવાહકો કહે છે કે ૧૦૦ હીજરીમા કુફા, બસરા અને .... (લખાણ વાંચવા લાયક રહ્યુ ન હતુ), સીરીયા, પલેસ્ટાઇન અને ઈજીપ્ત કરતા પણ વધારે સમૃધ્ધ છે."*

**"મીઝાનુલ ફારીસ" મુસાવી**

**૨.** પ્રકરણ ૧૩ મા, હઝરત ઉસ્માનની શહીદીના સંદર્ભે, એ વાત નોંધ લેવા જેવી છે કે તેઓ અમીરુલ મોમીનીન હતા હીજરી ૨૩ થી હીજરી ૩૫ સુધી અને તે પણ હઝરત ઉમરની શહીદીના વખતથી. આ સમયગાળામા જ્યારે હઝરત ઉસ્માન મદીનામા ખલીફા હતા ત્યારે હઝરત અલીએ ઈરાકના ગવર્નર તરીકે કુફાથી કાર્યભાર ચાલુ રાખ્યો હતો. હુજ્જતુલ્લાહ અબ્દુલ કાદીર મુસાવી દ્વારા લખાયેલ એક સરસ પુસ્તક મીઝાનુલ ફારીસ કે જે ઈરાનમા છપાઇ હતી, તેમા બે પ્રકરણમા તો ફક્ત હઝરત ઉસ્માન ગની ના જમાનાની શાંતી, સમૃધ્ધી, અને વિકાસનો ચિતાર આપવામા આવ્યો છે. મીઝાન સાવા ઈમાનવાળાઓની ખીલાફતનો ઈતિહાસ ખુબ જ પુરાણા હવાલાઓથી લખે છે કે જે હમણા ઈસ્તંબુલ અને સપેનમા મળી આવ્યા છે. ટેક્સાસમા રહેતા ફરીદુન તસ્લીમી અત્યારે આ પુસ્તકનુ અંગ્રેજીમા અનુવાદન કરી રહ્યા છે. આ પુસ્તક પર ઈરાનમા પ્રતીબંધ મુકવામા આવ્યો છે. નાનો અચંબો!

**"દલાઈલે નબુવ્વત" અબ્દુલ જબ્બાર કરામાતી**

**૩.** હવે પ્રકરણ ૯ જુઓ. અબ્દુલ જબ્બાર કરામાતીની પુસ્તકની ફક્ત એક હસ્ત લીખીત પ્રત અસ્તીત્વમા છે અને તે ઈસ્તંબુલના મ્યુસીયમમા છે. આ પુસ્તકનુ નામ છે **કીતાબે દલાઈલે નબુવ્વત સૈયદના મુહમ્મદ** .

અમારી શુરાના માનનીય પ્રમુખ સાહેબ અલ્લામા ઝીશાન કાદરી નકશબંદીને આ અજોડ પુસ્તક જોવાનો લહાવો મળ્યો હતો. આ અરબી પુસ્તકના લેખક અબ્દુલ જબ્બર કરામાતી ઈમાનવાળા અને નબીના ચુસ્ત અનુયાયી લાગે છે.

**"કરામાતી"** ફીરકાની અમુક ભ્રષ્ટ માન્યતાઓ હોવા છતા, **અબ્દુલ જબ્બાર** ફીરકાવાદથી દુર હોવાનુ જણાય છે, જેવુ કે આપણા કાયદે આઝમ(મુહમ્મદ અલી ઝીણા) હતા.

અમારા એક ખાસ વાચકમીત્ર, ફૌદ હોફ્મેન, કે જે જોર્ડનમા લાંબો સમય રહ્યા હોવાથી અરબી ભાષાના જાણકાર છે. ફૌદ હોફ્મેનની જર્મન પુસ્તકમાથી કેટલક વાક્યોનો નીચે અનુવાદ આપ્યો છે:

> *"નબીના સાચા હોવાની એનાથી મોટી કઈ નિશાની હોઈ શકે કે એ સત્ય વાત કે તેમના મૃત્યુના ૨૫૦ વર્ષ પછી પણ તેઓ લોકો માટે પ્રકાશનુ કીરણ હતા.*
> *"મુસ્લીમ ઉમ્મતને માનનીય અબુ બકર સીદ્દીક્ના રુપમા એક અમુલ્ય રત્ન મળી ગયુ હતુ. તેમની ઉપર સલામતી થાઓ કે તેમના લીધે નબી (સ) ના મૃત્યુ પછી પણ તેમણે આપેલ તંત્ર સચવાયેલુ રહ્યુ હતુ."*
> *"હઝરત ઉમરને સલામ કારણકે તેઓના ઉંચા વ્યક્તીત્વએ મુસ્લીમ ઉમ્મતને નબી અને તેમના ખલીફાના મૃત્યુના આઘાતમાથી ઉગારી લીધી."*
> *"હઝરત ઉસ્માન ગનીને પણ સલામ, બે પ્રકાશવાળા ઉસ્માન, કે જેમણે મહાન ફારૂક દ્વારા છોડાયેલ શુન્ય અવકાશને ૨૩ થી ૩૫ હીજરી સુધી પુર્યો. એટલો સારી રીતે કે ખીલાફત અને સરકારી તંત્ર સરળતાથી ચાલતુ રહ્યુ." (આમ હજરત ઉસ્માનના સમયમા વિરોધીઓના કાર્યોની વાર્તા બંધ બેસતી નથી.)*
> *"અલી ઈબ્ન તાલીબને પણ સલામ કે જે આપણા સૌથી મોટા રાજય, ઈરાકના ગવર્નર રહ્યા ૧૩ થી ૪૦ હીજરી સુધી, અને ૩૫ થી ૪૦ હીજરી સુધી ખીલાફતનો બોજો ઉઠાયો અને એ પણ એક આદર્શ તરીકે."*
> *"ખીલાફતના કેન્દ્રએ દુશ્મનોના ઘણા કાવતરાઓનો સામનો કર્યો. ઈસ્લામીક કેન્દ્રને મદિનાથી કુફા ખસેડવુ એ હઝરત અલીની દીર્ઘદ્રષ્ટી હતી."*
> *"આજે પણ (હીજરી ૨૮૦ની આસપાસ) ઈસ્લામીક દુનીયા એવી જ રીતે જોડાયેલી છે જેવી રીતે શરીર સાથે હાથપગ."*

# પ્રકરણ ૧૯

# એક ઉપકાર, એક પુસ્તક અને એક આજીજી

## ૧ ઉપકાર

મારા માનનીય વાચકો મારી ઉપર એક મહાન ઉપકાર કરે છે કે જ્યારે તેઓ મને અમુલ્ય પુસ્તકો, લખાણો અને લેખો મોકલે છે, કે જે સામાન્યરીતે મારી પહોંચથી બહાર છે. હુ તેમનો આભારી છુ.

## ૨. એક પુસ્તક : અદ્દીન વ દૌલા (ધર્મ અને રાજ)

જ્યારે આ વાક્યો લખાઈ રહ્યા હતા મને એક માનનીય અરબ શ્રીમતી કે જે મદીનાની છે, તેમના દ્વારા એક અમુલ્ય અરબી પુસ્તક કે જેનુ નામ **"અદ્દીન વ દૌલા"** છે, તેનુ અંગ્રેજી ભાષાંતર મોકલવામા આવ્યુ હતુ. લેખક હીજરી ૧૬૦ મા પેદા થયા હતા, તેનો અર્થ એ થયો કે આ પુસ્તક ઈતિહાસના પુસ્તક જે તબારી દ્વાર લખવામા આવ્યુ હતુ કે જેનો જન્મ ૨૨૪ હીજરીમા થયો હતો તેના કરતા પણ જુનુ છે. પુસ્તકની તાર્કિક ચકાસણીથી ખબર પડે છે કે લેખક નબી (સ)ના સાચા ચાહક હતા. આ પુસ્તકમા તેમણે બાઈબલમા કરવામા આવેલી માનનીય પયગંબર મુહમ્મદના આગમનની ભવીષ્યવાણીઓનુ સંકલન કર્યુ હતુ તે પણ ખુબ જ મહેનત અને લગનથી.

*લેખક છે અલી બીન સહ્લ બીન રબાન. તેઓ બાઈબલના વિદ્વાન હતા અને યહુદીઓ અને ખ્રીસ્તીઓ જોડે ચર્ચા કરવામા ખુબ જ રસ હતો.*
*દારુલ અફાક પબ્લીશીંગ, બૈરુતના આદીલ નોવૈહીધ પ્રસ્તાવનામા લખે છે કે અલી બીન રબાને વિષય સાથે પુરેપુરો ન્યાય કર્યો હતો.*

**તેમની પુસ્તક કહે છે:**

*નબીના સહાબીઓ અને તેઓ કે જેઓએ બીજા લોકો સુધી ઈસ્લામ પહોંચાડ્યો હતો, તેઓ બધાજ કરતા વધારે સદગુણી હતા.*
*માનનીય નબી અને તેમના મહાન વ્યક્તીત્વને કારણે જ ઉંચા દરજાના વ્યક્તીઓ જેવાકે હઝરત અબુ બકર, ઉમર ઈબ્ને ખત્તાબ,ઉસ્માન ઈબ્ને અફ્ફાન અને હઝરત અલી, પ્રકાશના મીનારા બન્યા હતા.*
*અને તેમની જ બદોલત હતુ કે નીચે મુજબના મહાન સ્ત્રીઓ અને પુરુષો મુસ્લીમ ઉમ્મતમા થયા:*

***હસન બીન અલી, હઝરત ખદીજા***
***હઝરત હુસૈન બીન અલી, હઝરત આયેશા***
***હઝરત અબ્દુલ્લાહ બીન ઝુબૈર, હઝરત ફાતીમા***
***અબ્દુલ મલીક, હઝરત ઝૈનબ***
***વલીદ બીન અબ્દુલ મલીક***
***હઝરત કરીમા (લગભગ હઝરત ઉમર બીન અબ્દુલ અઝીઝની પત્ની)***
***મુહમ્મદ બીન હન્ફીયા, હઝરત અબ્દુલ્લાહ બીન ઉમર***
***હઝરત અબ્દુર રહમન બીન અબુ બકર.***

*અને એ પણ હતુ કે માનનીય પયગંબર સાહેબના શીક્ષણને લીધે મુસ્લીમ ઉમ્મતમા કોઈ ફીરકો કે ફાટ ન હતી. ઉપર દર્શાવેલા નામો અને બીજાઓ તારાઓની જેમ ચમકતા હતા. તેઓ બધા જ "બધાજ ઈમાનવાળાઓ એકબીજાના ભાઈ બહેન છે" એ વાતના જીવતા જાગતા ઉદાહરણો હતા. અને તેઓ આ જ સુધી એવા જ રહ્યા છે. (એટલે કે હીજરી ૨૦૫ સુધી)*

*આ જ કારણ છે કે આખી દુનીયામા ઈસ્લામીક ક્રાંતી સામે કોઈ દેખીતો ખતરો નથી. કોઈપણ ઉભો થતો ખતરો ઘાસના તણખલાની જેમ ઉડી જાય છે.*

ઉપર દર્શાવેલા સારાંશો **"અદ્દીન વ દૌલા"** ના છે કે જે સાફ સાફ દર્શાવે છે કે મુસ્લીમો વચ્ચે બહુ કહેવાતા યુધ્ધો જેવાકે જમલ, સિફ્ફીન, નેહરવાન અને કરબલા વગેરે ફક્ત ઈતિહાસકારોની કલ્પનાજ હતી. ઈસ્લામના દુશ્મનોએ મુસ્લીમ ઉમ્મતની એકતા તોડવા માટે ખોટો ઈતિહાસ રચી કાઢ્યો હતો.

## ૩. એક આજીજી:

મહેરબાની કરીને મને ફરીથી કહેવા દો કે આ પુસ્તક ફક્ત ઈતિહાસકારો અને ઈતિહાસની જ ટીકા કરે છે. હુ નબીના પવિત્ર સહાબીઓની અને તેમના કુટુંબની પુરેપુરી ઈજ્જત કરુ છુ.

હુ કબુલ કરુ છુ કે હુ મારા વિચારો અને સંશોધનોને પત્થરની લકીર નથી માનતો, પરંતુ મારુ સંશોધન પ્રામાણીક હતુ. અને હુ ટીકાઓ અને સલાહ સુચનો માટે તૈયાર છુ. હુ જાણુ છુ કે મારે અલ્લાહને મારા કાર્યો, શબ્દો અને લખાણો માટે જવાબ આપવો જ પડશે. જો તમે ખુલ્લા દીમાગે મારા અભ્યાસને ચકાસસો તો તે મારુ સૌભાગ્ય હશે. મહેરબાની કરીને જાણજો કે શબ્બીર અહમદ કોઈ ફીરકા સાથે જોડાયેલા નથી. મારી પુસ્તક "ઈસ્લામના મુજરીમો", એ પુરતી સાબીતી આપે છે, કે જેમા મે બધાજ ફીરકાઓની બીન કુરાનીક માન્યતાઓની ચકાસણી કરી છે. કુરાન પ્રમાણે, ફીરકો પસંદ કરવો એ શિર્ક છે અને જેઓ તેના પર અમલ કરે તેઓ નબી સાથેના બધા સંબંધો તોડી નાખે છે. છેવટે, અમને આ પુસ્તકનુ સમાપન હઝરત અલીના વાકયથી કરીએ :

***"કોણ કહે છે તે ન જુઓ, પણ શુ કહે છે તે જુઓ."***

**અદબસાથે,**

**ડો. શબ્બીર અહમદ બીન અબ્દુલ રશીદ.**

## આદર-પ્રેમની ભેટ

હુ પાકીસ્તાનના સપુત, ડો. શબ્બીર અહમદને મળ્યો નથી પરંતુ ઘણા લાંબા સમયથી સંપર્કમા છુ. તેઓ નિયમીત રીતે "ફેમીલી મેગેઝીન" મા ઘણા વર્ષોથી લેખ લખે છે. મારી તેમની જોડે ફોન ઉપર અવારનવાર વાત થતી જ રહે છે. તેઓ એક વિશાળ અભ્યાસી લેખક છે. **"દસ્તક"** શીર્ષક હેઠળ તેમણે પોતાના પીતાજી અબ્દુર રશીદ બીન અબ્દુલ અઝીઝ(૧૯૨૧-૨૦૦૦) વીષે લખાયેલો નિબંધ મોકલ્યો હતો, કે જેઓને તે "ઉદારતાનો વરસાદ" તરીકે વર્ણવે છે. આ નિબંધથી જ મને ખબર પડી કે કેવીરીતે અને શા માટે ડો. શબ્બીર અહમદ આ સ્થીતીએ પહોચ્યા છે. તેઓને એક સાદાઇ, સચ્ચાઈથી ભરપુર, ઉદાર અને દયાળુ, પ્રમાણીક અને ઈમાનદાર અને ચોખ્ખા હ્રદયવાળા વ્યક્તીત્વથી(તેમના પીતા) આ આકારમા ઘડવામા આવ્યા છે.

**મજીદ નીઝામી,**

**પ્રમુખ સંપાદક,**

**દૈનીક નવાએ વક્ત, લાહોર.**

## કટાર લેખકોના કટાર લેખક

જે કૌશલ્યથી ડોકટર પત્થરના કીલ્લાઓના ગુંબજો ઉપર મીણબત્તીઓની હારમાળા પ્રગટાવે છે, તે તેમના હ્રદયમા એક કુદરતી ઝરણાની જેમ વહેતા ખુશમીજાજી અને આનંદી સ્વભાવનુ પરીણામ છે. તેમની આવડતો અને કળાઓ વીશેની માહીતીનો અવકાશ આશ્ચર્ય જનક છે. ખાસ કરીને દુનીયાનો ઈતિહાસ, તેમના લેખોમા એક સુગંધની જેમ આગળ પાછળ જાય છે. વિચારવા લાયક વાત તો એ છે કે, કેવી રીતે કોઈએ માણસ કે જે ખુબ જ ઉંડાઈઅમા વાંચે છે, તેને લખવાનો પણ સમય મળે છે! તેમના જ્ઞાનનો અવકાશ અને ઉંડાઇ જ તેમના લેખોની ઓળખ છે, એવા ગુણો કે જેના વગર સાહિત્યીક લેખો કે પત્રકારત્વના લેખો અપંગ બની જાય છે. અને તેના ઉપર પાછુ તેમના અનેક વીષયોમા ગતીશીલતા કદી પણ તેમની લેખનકળાને બંધનરૂપ નથી થતી. મારા દ્રષ્ટીબીંદુ પ્રમાણે તેમના જ્ઞાનની વિશાળતા અને લખવાની વિશીષ્ટ કળા પ્રમાણે, તેમને "કટાર લેખકોના કટાર લેખક" કે પછી "મુસ્લીમોના આદર્શો તરફ પક્ષપાત કરનાર" જેવા ઉપનામો આપવા યોગ્ય નથી.

**"તેમની કલમ બધી જ વસ્તુઓને અસર નીચે લઈ લે છે."**

**સૈયદ ઝમીર જફરી,**

**જાન્યુઆરી ૧૯૯૯.**

---

**ભાષાંતર : ડો. સોહીલ મોમીન, ભારત.**